# પ્રસ્તાવના.

આ જૈન ધર્મ પ્રવેશ પોથીના બીજા ભાગમાં પહેલા ભાગથી વધારે ચડીઆતું જ્ઞાન થાય, એ હેતુ રાખીને તેની રચના કરવામાં આવી છે. જે જે વિષયોને માટે પહેલી પોથીમાં ઉપક્રમ કરવામાં આવ્યો છે, તે તે વિષયોને વધારે સ્પષ્ટ કરવાના ઇરાદાથી તેના તે વિષયોને પાછા આ પુસ્તકમાં ગોઠવવામાં આવ્યા છે. પ્રથમ ભાગનો અભ્યાસ પૂર્ણ કરી આગળ વધેલા વિદ્યાર્થીઓને આ ભાગ સર્વથા ઉપયોગી થશે એમ આશા છે.

આ પુસ્તકને ક્રિયા, ધર્મ, નીતિ અને તત્ત્વ એવા ચાર ખંડમાં વહેંચેલું છે. પહેલા ખંડમાં દર્શન, પૂજા, સામાયિક ને પડિક્કમણાના નાના પાઠો ગોઠવેલા છે; બીજા ખંડમાં દયા, સત્ય, ચોરી, રાત્રિભોજન, અભક્ષ્ય, દેવ, ગુરૂ, ધર્મ વિગેરે પાઠો ગોઠવેલા છે; ત્રીજા ખંડમાં હિંમત, ચોખ્ખાઈ, વિનય વગેરે પાઠો ગોઠવેલા છે; અને ચોથા ખંડમાં જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ નવ તત્ત્વનો માત્ર ટુંકો બોધ થાય, એવા માત્ર નાના પાઠો ગોઠવેલા છે. તે સિવાય તે તે વિષયોને લગતી સહેલી અને મનોરંજક સાદી કવિતાઓ ઉમેરી અભ્યાસીને આનંદ આપે એવી યોજના કરેલી છે.

આ પુસ્તકમાં આવેલા પાઠો સંબંધી રસુજી ચિત્રો સ્થળે સ્થળે આપવાનો અમારો વિચાર હતો, અને વાસ્તવિક છે કે તેમ કર્યાથી પુસ્તક બાળકોને વધારે પ્રિય થઇ શકે, પરંતુ ચિત્રો તૈયાર કરાવવામાં ઘણી વિલંબ થાય એવું લાગવાથી, તથા બીજી કેટલીક અડચણોથી આ બીજી આવૃત્તિમાં પણ તેમ કરવા બની શકયું નથી, હવે આ પુસ્તક જૈનશાળાઓમાં ઉપયોગી થઈ તેની ત્રીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાનો પ્રસંગ અમને જલદી મળે, એવી અમો આશા રા-

ખીએ છીએ, કે જે વખતે અમો અમારી ધારણા પ્રમાણે બાળ-કોને તે વધારે ઉપયોગી થવા અમારો વિચાર પાર પાડી શકીએ.

આ પુસ્તક થયા પછી મુનિ મહારાજ શ્રી ૧૦૦૮ ચારિત્રવિજયજીને શુદ્ધ કરવા માટે અમોએ વિનતિ કરી. તેઓશ્રીએ કૃપા કરી પુસ્તકને આદિથી અંત પર્યંત તપાસી જોઇ, જે જે વિચાર કે વાક્યો શ્રી જૈન ધર્મની વિરૂદ્ધ લાગ્યાં, તે સર્વે સુધારી આપ્યાં. તે પ્રમાણે પુસ્તક શુદ્ધ કરી અમોએ છપાવ્યું છે. મુનિ મહારાજશ્રી ચારિત્રવિજયજીએ આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં ઘણોજ શ્રમ લઈ સહાય આપી છે, તો તે બાબત અમો આ પ્રસંગે તેઓનો મોટો આભાર માનીએ છીએ.

શિવાય અત્રેની ગુજરાતી તાલુકા સ્કુલના હેડ માસ્તર શા. ચાંપશી ગુલાબચંદ એઓએ આ પુસ્તકની ભાષા શુદ્ધ, સરળ અને રસિક થાય, તેટલા માટે પુસ્તક વાંચી સુધારી આપ્યું છે, માટે તેમનો પણ અમો આ પ્રસંગે આભાર માનીએ છીએ. અન્ય જૈન વિદ્વાન ગૃહસ્થો આ ગૃહસ્થનો દાખલો લઇ વર્ગના કાર્યને સહાય આપશે એવું અમો ઇચ્છીએ છીએ.

આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં પ્રથમાવૃત્તિમાં શેઠ ખેતશી ખીઅસી તરફથી રૂા. ૫૦)ની સહાયતા મળી હતી. અન્ય શ્રીમંત ગૃહસ્થોને અમારા વર્ગના કાર્યને ઉક્ત શેઠનો દાખલો લઇ, મદદ કરવા વિનતી કરીએ છીએ.

છેવટે એટલુંજ કહીએ છીએ કે, આ પુસ્તક જૈન બાળકોને ઉપયોગી થવા માટે તથા ભુલ કે દોષથી રહિત કરવા માટે અમોએ યથાશક્તિ પ્રયત્ન કર્યો છે, છતાં મનુષ્ય પ્રકૃતિના ધર્મ પ્રમાણે તેમાં કોઇ પણ દોષ માલુમ પડે, તો તે વિદ્વાન વર્ગ દરગુજર કરશે, એવું અમો ચાહીએ છીએ.

પ્રસિદ્ધ કર્ત્તા.

# અનુક્રમણિકા.

વિષય. પૃષ્ઠ.

## ખંડ ૧ લો.



## ખંડ ૨ જો.

श्री

# જૈન ધર્મ પ્રવેશ પોથી

## ભાગ ૨ જો.

---

## ખંડ ૧ લો.

---

### પાઠ ૧ લો.

### જિન દર્શન.

નિયમચંદ નામનો એક છોકરો હતો, તે ટેકીલો હતો, કોઇપણ નિયમ લેતો, તે બરાબર પાળતો હતો; આવી તેનામાં સારી ટેવ હતી, પણ તે ઉતાવળા સ્વભાવનો હતો. કોઇ પણ કામ કરે, તો તે ઉતાવળથી કરતો હતો. જે કામ શરૂ કરે, તેને તે ઝડપથી ગમે તેમ પતાવી દેતો.

એક વખત નિયમચંદ દેરાસરમાં દર્શન કરવા ગયો, અને થોડીજ વારમાં પાછો વળ્યો. તલકચંદ નામના એક શ્રાવકે એને તેમ કરતો દીઠો.

તલકચંદ—અલ્યા ! તું કોનો છોકરો છે ?

**નિયમચંદ**—હું શ્રાવકનો છોકરો છું.

**તલકચંદ**—અહીં કેમ આવ્યો હતો ?

**નિયમચંદ**—દર્શન કરવાને.

**તલકચંદ**—આટલી વારમાં તેં કેવી રીતે દર્શન કર્યા ?

**નિયમચંદ**—ભગવાનની સામે બે હાથ જોડી દર્શન કરી લીધાં.

**તલકચંદ**—છોકરા ! તું બધી રીતે ડાહ્યો છે, પણ તને દર્શન કરતાં આવડતું નથી.

**નિયમચંદ**—ત્યારે મને સમજાવો કે તે કેમ કરવાં જોઇએ ?

**તલકચંદ**— દર્શનમાં ઉતાવળ કરવી ન જોઇએ. શાંતિ અને ધીરજથી તે કરવાં જોઇએ. જ્યારે આપણે દેરાસરનાં બારણાંમાં પેસીએ, ત્યારે [1]**નિસીહિ** એમ ત્રણ વાર કહેવું. પછી જ્યારે ભગવાનની મૂર્ત્તિ નજરે દેખાય, ત્યારે તેને પગે લાગવું, પછી દેરાસરને ત્રણ ફેરાફરી ભગવાનની સામે ઉભા રહી સ્તુતિ ભણવી, પછી ત્રણવાર ખમાસમણ દેવાં, પછી ચૈત્યવંદન કરવું, આવી રીતે કરવાથી દર્શન કર્યા કહેવાય છે.

**નિયમચંદ**—કાકા ! હું તમારો મોટો ઉપકાર માનું છું, આવી રીતે દર્શન કરવાની રીત હવે મારા જાણવામાં આવી. આજથી ધર્મના કામમાં ઉતાવળ કરવાની મારી કુટેવ હું છોડી દઇશ; પણ મને **નિસીહિ** એટલે શું ? તે સમજાવશો ?

---

૧ સંસારનાં કામ નિષેધીને હું દર્શન કરવા આવું છું.

તલકચંદ—જ્યારે આપણે દેરાસરમાં દર્શન કરવા આવીએ, ત્યારે આપણા ઘરનાં કાંઇ પણ કામ સંભારવાં ન જોઈએ, તેને માટે નિસીહિ કહેવાય છે.

આ સાંભળી નિયમચંદ ઘણો ખુશી થયો, અને તે પછી તે હમેશાં ઉતાવળ કર્યા વગર વિધિ પ્રમાણે દર્શન કરવા લાગ્યો.

---

## સારબોધ.

કોઈ છોકરાએ નિયમચંદની જેમ ઉતાવળથી દેવદર્શન કરવાં નહિ, અને દર્શનનો વિધિ બરાબર જાણવો.

---

## સારાંશ પ્રશ્નો.

૧ દર્શન કેવી રીતે કરવાં ?

૨ દેરાસરનાં બારણાંમાં પેસતાં શું બોલવું ?

૩ નિસીહિનો અર્થ શું ?

---

# પાઠ ૨ જો.

## જિનપૂજા.

બાપા ! તમે કયાં જાઓ છો ?

હું દેરાસરમાં પૂજા કરવા જાઉં છું.

બાપા ! મને સાથે તેડી જશો ?

ચાલ, તને પણ પૂજા કરતાં શીખવીશ.

બાપા ! ચાલો ત્યારે હું આવું છું.

જો, આ અરિહંત ભગવાનની પ્રતિમા છે.

બાપા ! તેમની પૂજા કેમ કરાય ? તે શીખવો.

પહેલાં ન્હાઇને ચોખ્ખાં લૂગડાં પહેરવાં, અને ભગવાનની આશાતના ન થાય, તે માટે મોઢાની આસપાસ લૂગડું બાંધવું, પછી પ્રતિમાજીને નવરાવવાં, પછી અંગ લુંહણા કરી નવ અંગે તિલક કરવાં, પછી ફૂલ ચડાવવાં, અને ધૂપ કરવો, અને પછી પાટલા ઉપર ચોખાનો સાથીઓ કરીને ઉપર ફળ અને નૈવેદ્ય મૂકવાં, અને નવકારવાળી ફેરવવી, તથા સ્તુતિ ભણવી. આ પ્રમાણે પ્રભુની પૂજા કરવી જોઇએ.

બાપા ! હવે મારા જાણવામાં આવ્યું; તે પ્રમાણે હું ભગવાનની પૂજા અત્યારેજ કરૂં છું, અને હવે પછી હમેશાં સવારે એ રીતે પૂજા કરીને પછી જમીશ.

---

## સારબોધ.

☞ આ પ્રમાણે અરિહંત ભગવાનની પૂજા કરવાની વિધિ જાણી દરેક શ્રાવકના છોકરાએ હમેશાં પ્રભુની પૂજા કરવી જોઇએ.

---

## સારાંશ પ્રશ્નો.

૧ ભગવાનની પૂજા કરતી વખતે પહેલાં શું કરવું જોઈએ ?

૨ પ્રતિમાજીને નવરાવીને પછી શું કરવું જોઈએ ?

૩ ફૂલ ચડાવીને પછી શું કરવું ?

૪ ચોખાનો સાથીઓ કરીને પછી શું કરવું ?

## પાઠ ૩ જો.

### સામાયિક.

**શિવકુંવર**—બેન વાલબાઇ ! તને સામાયિક આવડે છે ?

**વાલબાઈ**—ના, બેન ! મને સામાયિક આવડતું નથી.

**શિવકુંવર**—શ્રાવિકા થઇને સામયિક જાણતી નથી, એ કેવી વાત કહેવાય ?

**વાલબાઇ**—હું સામાયિક ભણુતી હતી, પણ મને તેમાં સમજણ પડી નહિ, એટલે મેં તે છોડી દીધું.

**શિવકુંવર**—તારી ઇચ્છા હોય તો તને હું સમજાવું.

**વાલબાઇ**—બેન ! સમજાવ. હું તારો આભાર માનીશ.

**શિવકુંવર**—સામાયિક કરવાથી ઘણો લાભ થાય છે. જેટલી વાર સુધી આપણે સામાયિક કરીએ, તેટલી વાર આપણાથી એક ચિત્તે અરિહંત ભગવાનનું ધ્યાન થાય છે. જો કાંઈ ભણવું ગણવું હોય, તે પણ શાંતિથી થાય છે. સામાયિકનો અર્થજ સારો

લાભ એવો થાય છે, એટલે સામાયિક કરવાથી ઘણો લાભ મેળવી શકાય છે.

**વાલબાઇ**—સામાયિક કરતી વખતે કેવી રીતે વર્તવું જોઇએ ?

**શિવકુંવર**—જેટલો વખત સામાયિક લીધું હોય, તેટલો વખત ઘરના કે બીજા વહેવારના વિચાર મનમાં આવવા ન જોઇએ. તેટલી વાર તો પોતે વહેવારી નથી, પણ સાધુતામાં છીએ, એમ માનવું જોઇએ. એમ કરવાથી સામાયિકના બધા લાભ મળે છે.

**વાલબાઇ**—વહાલી બહેન ! હું હવે સામાયિકની મતલબ બરાબર સમજી. આવતી કાલથી સામાયિકની વિધિ શીખવા માંડીશ, અને તારી સાથે હમેશાં સામાયિક કરવા ઉપાશ્રયે આવીશ.

---

## સારબોધ.

દરેક શ્રાવક શ્રાવિકાએ દરરોજ સામાયિક કરવું, અને વાલબાઇની જેમ સામાયિકનો હેતુ સમજીને તે બરાબર કરવું જોઇએ.

---

## સારાંશ પ્રશ્નો.

૧ શિવકુંવરે સામાયિકને નહિ જાણનારી શ્રાવિકા માટે શું કહ્યું હતું ?

૨ સામાયિક કેવી રીતે કરવું જોઇએ ?

૩ જેટલી વાર સામાયિક કરવું, તેટલી વાર કેમ વર્ત્તવું જોઇએ ?

૪ સામાયિક કરવાથી શો લાભ થાય ?

૫ સામાયિકમાં શું શું થાય છે ?

૬ સામાયિક વખતે કેવા વિચાર ન કરવા જોઇએ ?



## પાઠ ૪ થો.

## પડિક્કમણું.

**હેમચંદ** નામે એક શ્રાવક હતો, તે હમેશાં પડિક્કમણું કરતો, અને પોતાનાં ઘરનાં માણસોને પડિક્કમણું કરવાનું કહેતો. તેને પ્રેમચંદ કરીને એક નાનો છોકરો હતો, તેને પડિક્કમણું આવડતું નહિ, તેથી તેને તે શીખવતો હતો. એક વખતે તેણે પૂછ્યું—બાપા ! પડિકકમણામાં શું હોય ? તે મને સમજાવો.

**હેમચંદ**—પ્રેમચંદ ! કરેલા પાપથી હઠવું અને તે પાપની દેવગુરૂ પાસે માફી માગવી તે પડિક્કમણું કહેવાય છે, એની ક્રિયામાં પહેલું સામાયિક લેવામાં આવે છે, પછી પોતાથી બને તે પચ્ચખાણ લઇ અરિહંત ભગવાનનું ચૈત્યવંદન કરાય છે, અને ગુરૂને વાંદણા આપવામાં આવે છે, તે સાથે કેટલાએક કાઉસ્સગ્ગ પણ કરાય છે, એને માટે તને આગળ જતાં હું વધારે સમજાવીશ.

**પ્રેમચંદ**—બાપા ! પડિક્કમણું કરવાથી પાપની માફી મળે છે. તો હવેથી હું હમેશાં પડિક્કમણું કરીશ, અને તમારી પાસેથી જુદી જુદી બાબતના ખુલાસા લઇશ.

**હેમચંદ**—દીકરા ! જો તું એમ કરીશ, તો મને ઘણો સંતોષ થશે. બરાબર વિધિ પ્રમાણે રોજ બે વખત પડિક્કમણું કરવું, એ આપણો ધર્મ છે.

---

## સારબોધ.

હરેક શ્રાવકના છોકરાએ પડિક્કમણું શીખવું અને તેનો હેતુ જાણવાને માટે ખુલાસા કરાવી હમેશાં પડિક્કમણું કરવું.

---

## સારાંશ પ્રશ્નો.

૧ હેમચંદ કેવો શ્રાવક હતો, અને તે શું કરતો હતો ?

૨ પડિકકમણામાં શું શું હોય ? તે કહો.



# ખંડ ૨ જો.

## પાઠ ૫ મો.

### દયા ( અહિંસા ).

ગંગારામ કરીને એક બ્રાહ્મણનો છોકરો હતો, તે હમેશાં લાકડી લઇને ફરતો હતો. જો કોઇ પશુ, પક્ષી કે બીજુ પ્રાણી દેખે, તેને તે લાકડીવતી મારતો હતો. એક વખતે દયાળજી નામનો એક બીજો છોકરો તેની પાસે થઇને નીકળ્યો. ગંગારામની મારવાની નઠારી ટેવ જોઇને દયાળજીએ કહ્યું, ગંગારામ! આ તું શું કરે છે? ગંગારામ બોલ્યો, તારે શું કામ છે? અમારી જેવી મરજી તેમ અમે કરીએ છીએ. દયાળજીએ કહ્યું, ભાઈ! જરા વિચાર કર. આવું પાપનું કામ ન કરવું જોઈએ. ગંગારામે તોછડાઈથી કહ્યું, એમાં શું પાપનું કામ? દયાળજી બોલ્યો—તારી લાકડી મને આપ, તેનાથી હુ તને મારૂં, તો તને કેવું લાગે? ગંગારામ બોલ્યો—એથી તો મને વસમું લાગે. દયાળજીએ કહ્યું, જેવી રીતે તને વસમુ લાગે, તેવી રીતે બીજાં પ્રાણીને પણ વસમુ લાગે કે નહીં? બીજાં બધાં પ્રાણી પણ આપણાં જેવાં છે, માટે કોઈ પ્રાણીને દુઃખ આપવું ન જોઇએ. બીજાને દુઃખ દેવાથી ઘણું પાપ લાગે છે. ગંગારામ બોલ્યો—ભાઈ દયાળજી! તારા કહેવાથી હુવે મને બરાબર સમજણ પડી.

જેવી રીતે બીજાના મારથી આપણને વસમું લાગે, તેવી રીતે બધાં પ્રાણીને વસમું લાગે, માટે કોઇ પણ જીવને મારવો નહિ, કે બીજું દુઃખ દેવું નહિ. દયાળજી ! તને આવી સમજણ કોણે પાડી ? દયાળજીએ કહ્યું, હું શ્રાવકનો છોકરો છું. અમારા ધર્મમાં જીવદયાને માટે બહુ બોધ લખેલો છે. કોઈ પણ જીવને પોતે મારવો નહિ, બીજાની પાસે મરાવવો નહિ, અને બીજા મારતા હોય, તેને વખાણવું નહિ. એવી જિન ભગવાન્‌ની આજ્ઞા છે. ગંગારામે કહ્યું, ભાઈ દયાળજી ! હવેથી હું કદી પણ કોઇ જીવને મારીશ નહિ, અને દુઃખ આપીશ નહિ.

---

## સારબોધ.

દયાળજીની પેઠે દરેક શ્રાવકના છોકરાએ પોતાના મનમાં દયા રાખવી જોઇએ, અને ગંગારામની પેઠે બીજાના કહેવાથી પોતાની કુટેવ છોડી દેવી જોઇએ.

---

## સારાંશ પ્રશ્નો.

૧ ગંગારામ કેવો છોકરો હતો ?

૨ ગંગારામને કેવી ટેવ હતી ?

૩ દયાળજી કેવો છોકરો હતો ?

૪ દયાળજીએ ગંગારામને શું કહ્યું હતું ? તે કહો.

૫ દયાળજીના કહેવાથી ગંગારામને કેવી અસર થઈહતી?

૬ જિન ભગવાનની કેવી આજ્ઞા છે ?

## પાઠ ૬ ઠ્ઠો.

## જીવ દયા વિષે.

### ચોપાઇ.

જગમાં ઝીણાં [૧]જનમે [૨]જંત,
પળમાં ઉપજે પળમાં [૩]અંત;
પૃથ્વી જળને વાયુ ઘાસ,
તેમાં ફરતા જંતુ ખાસ. ૧

શ્રાવક તેની રક્ષા કરે,
જતના સાથે ડગલું ભરે;
એજ અહિંસા ધર્મ પ્રમાણ,
એ જિનવરની આજ્ઞા જાણ. ૨

પાપી હિંસા કરતા ફરે,
ધર્મી શ્રાવક તેથી ડરે;
જીવ દયાના પાળક જેહ,
ગણવા શ્રાવક સઘળા તેહ. ૩

---

૧ પેદા થાય છે, ૨ જીવ. ૩ નાશ પામે છે.

## પાઠ ૭ મો.

### સત્ય.

**ઝવેરચંદ** અને **પ્રેમચંદ** નામના બે છોકરાઓ જૈનશાળામાં એકજ વર્ગની અંદર ભણતા હતા. તેમાં ઝવેરચંદ જાડી બુદ્ધિનો હતો, અને પ્રેમચંદ ઘણો હુશિયાર હતો. ઝવેરચંદ બુદ્ધિમાં ઊતરતો હતો ખરો, પણ તેનામાં એક ગુણ સારો હતો, તે પોતાના વર્ગમાં માસ્તરની પાસે અને ઘરમાં માબાપની પાસે કદિ પણ ખોટું બોલતો નહિ; જે સત્ય હોય તે કહી દેતો હતો. પ્રેમચંદ બુદ્ધિમાં ચતુર હતો, પણ તેનામાં જૂઠું બોલવાની કુટેવ હતી. એક વખત માસ્તરે ઝવેરચંદને પૂછયું, ઝવેરચંદ ! ગઈ કાલે તું કેમ જૈનશાળામાં આવ્યો નહોતો ? ઝવેરચંદે કહ્યું, સાહેબ ! મને પાઠ આવડતો ન હતો, તેથી હું શાળામાં આવવાને શરમાયો. પછી માસ્તરે પ્રેમચંદને પૂછયું, પ્રેમચંદ ! તું ગઈ કાલે શાળામાં કેમ આવ્યો નહોતો ? પ્રેમચંદ બોલ્યો—સાહેબ ! મારે ઘેર કાલે મેમાન આવ્યા હતા; તેથી હું નહોતો આવ્યો. માસ્તરે ફરીવાર પૂછયું, તેં કાલે પાઠ કર્યો હતો ? પ્રેમચંદે કહ્યું, હા, સાહેબ ! મેં પાઠ કર્યો હતો, માસ્તરે કહ્યું, ત્યારે કાલનો પાઠ બોલી જા. પ્રેમચંદ બોલ્યો—સાહેબ ! અત્યારે મને યાદ નથી. ગઈ કાલે યાદ હતો. આ પ્રમાણે પ્રેમચંદના કહેવાથી તેના માસ્તરના મનમાં આવ્યું કે, આ છોકરો જૂઠું બોલે છે, માટે તેને શિક્ષા કરવી. પછી પ્રેમચંદને છેલ્લો બેસાર્યો, અને ઝવેરચંદનાં બહુ વખાણ કર્યાં.

માસ્તરે બધા છોકરાને ઉભા કરીને કહ્યું—છોકરાઓ ! તમે બધા આ ઝવેરચંદનો દાખલો લેજો. તેની જેમ સાચું બોલવાની ટેવ રાખજો. આપણાથી કદિ ખરાબ કામ થઇ ગયું હોય, તોપણ જે સાચેસાચું હોય, તે કહી દેવું તેમાં ખાસ કરીને પોતાના ધર્મ ગુરૂ, શિક્ષક કે માબાપની આગળ તો કદિ પણ ખોટું બોલવુંજ નહિ, જે છોકરો સાચું બોલે છે, તેની ઉપર બધા પ્રીતિ રાખે છે. કદિ તેનામાં બીજા ગુણ હોય, તોપણ ખોટું બોલનારની ઉપર બધાને અભાવ થાય છે. આ ઝવેરચંદ મંદ બુદ્ધિનો છે, તોપણ તે સાચું બોલનારો છે, તો તેની ઉપર મને પ્રેમ આવે છે, અને આ પ્રેમચંદ ભણવામાં હુશિયાર છે, પણ તેનામાં જૂઠું બોલવાની કુટેવ છે, તેથી મેં તેને છેલ્લો કાઢયો છે, માટે દરેક છોકરાએ સાચું બોલવાની ટેવ રાખવી.

---

## સારબોધ.

ઝવેરચંદની જેમ સાચું બોલનારા છોકરાને માન મળે છે, અને પ્રેમચંદની જેમ ખોટું બોલનારા છોકરાનું અપમાન થાય છે.

---

## સારાંશ પ્રશ્નો.

૧ ઝવેરચંદ કેવો છોકરો હતો ?

૨ પ્રેમચંદમાં શી કુટેવ હતી ?

૩ ઝવેરચંદને માન મળવાનું, અને પ્રેમચંદનું અપમાન થવાનું શું કારણ હતું ?
૪ કોની કોની આગળ સાચું બોલવું જોઈએ ?
૫ છોકરામાં ગુણ હોય, અને સાચું બોલવાની ટેવ ન હોય તો, તેના ગુણ કેવા કહેવાય ?

## પાઠ ૮ મો.

## સત્ય વિષે.

### દોહરા.

જે શ્રાવકનો સુત[૧] વદે,[૨] સાચેસાચી વાત,
લાજ વધારી તે બને, લોક વિષે વિખ્યાત.[૩] ૧
વિશ્વતણા[૪] વે'વારમાં, છે સાચાનું માન;
સર્વ કરે જન પ્રેમથી, સાચાનું ગુણગાન. ૨
એક સાચની આંટમાં, લાખ તણો વેપાર;
આંચ[૫] ન આવે સાચમાં, સુધરે આ સંસાર. ૩
જૂઠાનું જગમાં ઘટે, માન બને અપમાન;
મૃષાવાદના[૬] પાપથી, તે થાયે હેરાન. ૪
માટે શ્રાવક બાળ સૌ, બોલો સાચી વાત;
સત્ય તણું વ્રત ધારીને, સુખ પામો ભલી ભાત. ૫

---

૧ દીકરો. ૨ કહે. ૩ પ્રસિદ્ધ. ૪ જગતના. ૫ હરકત.
૬ ખોટું બોલવાના પાપથી.

## પાઠ ૯ મો.

### ચોરી.

**મોહન**—ભાઈ નાથાલાલ ! પાપ કરવાથી શું થાય છે ? તે તું જાણે છે ?

**નાથાલાલ**—હા, પાપ કરવાથી માણસ નરકમાં પડે છે.

**મોહન**—નરકમાં શું હશે ?

**નાથાલાલ**—નરકમાં પીડા ભોગવવી પડે છે.

**મોહન**—નરકની પીડા તો આપણે જોઇ શકતા નથી, પણ જે આ લોકમાં દેખાય તેવી પીડા પાપથી થતી હશે ?

**નાથાલાલ**—કેટલાંએક એવાં પાપ છે, કે જે કરવાથી આ લોકમાં અને પરલોકમાં પીડા ભોગવવી પડે છે.

**મોહન**—તેવું પાપ કયું હશે ?

**નાથાલાલ**—તેવું પાપ ચોરી કરવાથી થાય છે.

**મોહન**—તે કેવી રીતે ?

**નાથાલાલ**—ચોરી કરનાર માણસને આ લોકમાં રાજા શિક્ષા કરે છે, અને પરલોકમાં નરકની પીડા ભોગવવી પડે છે,

**મોહન**—ત્યારે તો ચોરીનું પાપ આ લોક તથા પરલોકમાં પણ પીડે છે, તો તે ઘણુંજ નઠારૂં પાપ છે.

**નાથાલાલ**—હા ભાઈ ! ચોરીનું પાપ ઘણુંજ નઠારૂં છે, પણ ચોરીનો અર્થ તું જાણે છે ?

**મોહન**—ના, હું જાણતો નથી, મને તે સમજાવો.

**નાથાલાલ**—જે કોઈના આપ્યા વિના લઇ લેવું, તે ચોરી કહેવાય છે, અને તે ઉપરથી તેનું બીજું નામ **અદત્તાદાન** કહેવાય છે.

**મોહન**—કોઈના આપ્યા વિના લેવાથી એટલું બધું પાપ કેમ લાગે ?

**નાથાલાલ**—પોતાની મનગમતી ચીજને કોઇ ચોરી જાય, એટલે તે ઉપરના રાગને લઇને માણસનું મન દુખાય છે, અને તેથી ચોરનાર માણસને પાપ લાગે છે. માટે કોઈએ કદિ પણ ચોરી કરવી નહિ. ચોરી કરવાથી આ લોકમાં અને પરલોકમાં દુઃખી થવાય છે.

**મોહન**—ભાઇ નાથાલાલ ! હવે હું સમજ્યો. હું કદિ પણ ચોરી કરીશ નહિ. આજ તેં મને બહુ શીખામણની વાત કહી; તેથી હું તારો પાડ માનું છું.

---

## સારબોધ.

મોહનલાલે જેમ નાથાલાલ પાસેથી બોધ લઇ ચોરી ન કરવાનો નિશ્ચય કર્યો, તેમ બધા છોકરાઓએ તેવો નિશ્ચય કરવો જોઇએ.

---

## સારાંશ પ્રશ્નો.

૧ મોહને નાથાલાલને પહેલાં શું પૂછ્યું ?

૨ નાથાલાલે તેનો ઉત્તર શો આપ્યો ?

૩ ચોરી કરવાથી કેવી પીડા ભોગવવી પડે છે ?

૪ ચોરીનું પાપ કેવું છે ?

૫ ચોરી કરવાથી પાપ શા માટે લાગે ?

૬ મોહને છેવટે શું કહ્યું ?

---

## પાઠ ૧૦મો.

## ચોરી વિષે.

### ચોપાઈ.

આપ્યા વિનાનું લેવું જેહ,
સમજો બાળક ચોરી તેહ;
છૂપાવી લે પરની ચીજ,
પાપ તણાં તો વાવે બીજ. ૧
ચોરીનાં ફળ માઠાં હોય,
સ્હાય કરે નહીં તેને કોય;
ચોરને રાજા આપે દંડ,
ચોર ગવાયે ચારે ખંડ[1]. ૨

---

૧ પૃથ્વીના ચારે ખંડમાં.

# પાઠ ૧૧ મો.

## દેવ.

શિષ્ય—ગુરૂજી ! દેવ કોને કહેવાય ?

ગુરૂ—જેનામાં રાગ અને દ્વેષ ન હોય, તે દેવ કહેવાય છે.

શિષ્ય—રાગ એટલે શું ?

ગુરૂ—કોઈ ઉપર પ્રીતિ રાખવી તે.

શિષ્ય—દ્વેષ એટલે શું ?

ગુરૂ—કોઇ ઉપર ઇતરાજી રાખવી, તે દ્વેષ કહેવાય છે. દેવમાં કોઇ જાતના દોષ હોતાજ નથી, પણ તે ચાર અતિશયથી યુક્ત હોય છે. પહેલા અતિશયથી તેમને કોઈ જાતના સંકટ-દુઃખ નડતાં નથી, બીજા અતિશયથી તેમનામાં બધી જાતનું પૂરૂં જ્ઞાન હોય છે, ત્રીજા અતિશયથી તે ત્રણે જગત્‌ને પૂજા કરવા યોગ્ય થાય છે, અને ચોથા અતિશયથી તેમનાં વચન બધી ભાષામાં સમજાય છે, અને તે સર્વને હિતકારક લાગે છે.

શિષ્ય—ગુરૂજી ! હવે હું દેવના સ્વરૂપને સમજ્યો, અને તેવા દેવ તો શ્રી અરિહંત દેવજ છે, એમ મને ખાત્રી થઇ.

---

## સારબોધ.

શ્રાવકના દરેક છોકરાએ પોતાના સાચા દેવને ઓળખી તેમની ભક્તિ કરવી જોઇએ.

## સારાંશ પ્રશ્નો.

૧ દેવ કેવા હોય ?

૨ દેવમાં શું ન હોય ?

૩ રાગ અને દ્વેષ એટલે શું ?

૪ અતિશય કેટલા છે ? અને તે ક્યા ક્યા ?

## પાઠ ૧૨ મો.

### ગુરૂ.

અનુપચંદ નામનો એક શ્રાવક ઘણો વહેમી હતો. ગામમાં કોઇ બાવો કે જતિ આવે, તેને તે ગુરૂ તરીકે માનવા દોડી જતો હતો. ઘણા ઢોંગી સંન્યાસી, બાવાઓ અને જતિઓ તેને છેતરતા હતા, પછી તે ઘણો પસ્તાવો કરતો હતો. આથી તે કંટાળી ગયો, અને તેણે નિશ્ચય કર્યો કે, આ દુનિયામાં કોઇ ધર્મમાં ખરેખરો શુદ્ધ ગુરૂજ નથી. એક વખતે તેને ગુણચંદ નામે એક શ્રાવક મળ્યો, તેની સાથે વાતચિત થતાં અનુપચંદે તેને પૂછ્યું. શેઠ ! કોઇ ધર્મમાં સાચા ગુરૂ હશે ? તેણે કહ્યું હા, આપણા જૈન ધર્મમાં સાચા ગુરૂ ઘણા છે.

અનુપચંદ—સાચા ગુરૂને શી રીતે ઓળખવા ?

ગુણચંદ—કોઈ જીવની હિંસા કરે નહિ, હમેશાં સાચું બોલે, ચોરી કરે નહિ, બ્રહ્મચર્ય પાળે, અને પોતાની પાસે કાંઈ

પરિગ્રહ રાખે નહિ, એવા પંચમહાવૃત્તધારી હોય, એ સાચા ગુરૂ કહેવાય છે. એમનું શરણ લેવું જોઇએ.

**અનુપચંદ**—તમે કહ્યા એવા ગુરૂ મને કોઇજ મળ્યા નથી, તેથી હું આજ સુધી વહેમમાં ભરમાયો, પણ હવે એવા ગુરૂને શરણે જઇ ધર્મ આદરૂં, કે જેથી મારૂં કલ્યાણ થાય.

**ગુણચંદ**—તેવા ગુરૂ આપણા જૈન મુનિઓ હોય છે.

પછી અનુપચંદ એવા જૈન મુનિને શરણે ગયો, અને તે ગુરૂની ભક્તિથી ધર્મ પામીને સુખી થયો.

---

## સારબોધ.

અનુપચંદની જેમ વહેમી ન થવું, વહેમી થવાથી ખરા ગુરૂ મળતા નથી; અને ગુણચંદના જેવા સારા શ્રાવકનો સંગ રાખવો, કે જેથી સાચા ગુરૂ સમજની પડે.

---

## સારાંશ પ્રશ્નો.

૧ અનુપચંદ કેવો શ્રાવક હતો ?

૨ અનુપચંદ શું કરતો હતો ?

૩ સાચા ગુરૂને શી રીતે ઓળખવા ?

૪ સાચા ગુરૂ કોણ છે ?

# પાઠ ૧૩ મો.

## ધર્મ.

છોકરાઓ—ગુરૂજી ! અમારી એક શંકા દૂર કરશો ?

ગુરૂજી—શી શંકા છે ?

છોકરાઓ—અમે ધર્મ એટલે શું ? એ બરાબર સમજતા નથી, માટે અમને એ વિષે ટુંકામાં સમજાવો.

ગુરૂજી—છોકરાઓ ! ધર્મને માટે તમે કેટલું સમજ્યા છો ? તે કહો.

છોકરાઓ—અમે તો એટલું સમજીએ છીએ કે, " સારૂં કામ જે નીતિ તે ધર્મ "

ગુરૂજી—ત્યારે તમને શંકા શી રહે છે ?

છોકરાઓ—કોઈ સારાં કામને ધર્મ કહે છે, કોઇ જીવ-દયા પાળવી તેને ધર્મ કહે છે, કોઈ દેહેરે દર્શન કે પૂજા કરવા જવું, એને ધર્મ કહે છે, અને કોઇ સાધુને વાંદવું, એને ધર્મ કહે છે. કહો, તેમાં સાચું શું ?

ગુરૂજી—છોકરાઓ ! તમે જે જે કહ્યું, એ બધું ધર્મમાં આવી જાય છે, પણ ધર્મનો ટુંકો અર્થ એવો છે કે, જે નઠારી સ્થિતિમાં પડતા, એવાં પ્રાણીને ધારણ કરી બચાવે, તે ધર્મ કહેવાય છે. તેના ત્રણ પ્રકાર પડે છે. ૧ સાચી વસ્તુનું જ્ઞાન થવું, ૨ સાચા દેવ, ગુરૂને ઓળખી તેમાં રૂચિ થવી, અને ૩ સંસા-

રમાં તથા ત્યાગમાં સારી વર્તણુક રાખવી. આ ત્રણ પ્રકારથી બરાબર ધર્મ સચવાય છે, વળી નીતિથી વર્તવું જોઇએ, કેમકે નીતિ એ ધર્મનો પાયો છે.

છોકરાઓ—ગુરૂજી ! હવે અમે ધર્મને માટે કેટલુંક સમજી ગયા, આપે અમારા ઉપર મોટો ઉપકાર કર્યો છે.

---

## સારબોધ.

માણસે સાચો ધર્મ ઓળખવો; અને પછી તે ધર્મ પ્રમાણે ચાલવું.

---

## સારાંશ પ્રશ્નો.

૧ છોકરાઓએ શી શંકા કરી હતી ?

૨ ધર્મનો ટુંકો અર્થ શો ?

૩ ધર્મના ત્રણ પ્રકાર કહો.

---

## પાઠ ૧૪ મો.

## ઇશ્વર જગત્કર્ત્તા નથી.

બાપા ! આ જગત્નો રચનાર કોઇ હશે કે ?

બેટા ! ના, જગત્નો બનાવનાર કોઈ છેજ નહીં.

બાપા ! બીજા મતના લોકો ઇશ્વરને જગત્નો કર્ત્તા માને

છે, અને તેઓ કહે છે કે, આ જગત્ પરમેશ્વરે બનાવ્યું છે, એનું શું સમજવું ?

એ વાત તદ્દન ખોટી છે. આ જગત્ ઘણા કાળથી ચાલ્યું આવે છે, તેનો કોઇ કર્ત્તા છેજ નહીં.

બાપા ! કર્ત્તા વિના કોઇ ચીજ શી રીતે બને ?

બેટા ! ત્યારે તો ઈશ્વરનો પણ કર્ત્તા હોવો જોઇએ, વળી એ કર્ત્તાનો કર્ત્તા હોવો જોઇએ; એમ તો પારજ ન આવે.

હા બાપા ! એ વાત ખરી છે, જો ઇશ્વરે બધી ચીજ બનાવી હોય, તો પછી ઈશ્વર પાપ, અધર્મ, અનીતિ વિગેરે શા માટે થવા દે ? વળી કોઇને સુખી, કોઇને દુઃખી, અને કોઇને રોગી શા માટે બનાવે ? જો એવો પક્ષપાત કરે, તો ઇશ્વર અન્યાયી ઠરે, માટે હવે મને નિશ્ચય થયો કે, કોઈ રીતે ઇશ્વર આ જગત્નો કર્ત્તા થઈ શકતો નથી. સારાં નઠારાં કર્મને લઇને જીવને સુખ દુઃખ મળ્યા કરે છે.

બેટા ! હવે તું બરાબર સમજ્યો. તારી આવી સમજણ જોઇને હું ખુશી થાઉં છું.

---

## સાર બોધ.

શ્રાવકના દરેક છોકરાએ માનવું કે, જગત્નો કોઇ કર્ત્તા નથી, અને પોતાનાં કરેલાં પાપ પુન્યનો બદલો એની મેળેજ મળ્યા કરે છે.

## સારાંશ પ્રશ્નો.

૧ આ જગત્ કેવું છે ?
૨ જગત્નો કર્ત્તા કોઈ નથી, તેનું શું કારણ ?
૩ ઈશ્વર જગત્નો કર્ત્તા માનીએ, તો શો દોષ આવે ?
૪ જીવ સુખી અને દુઃખી શેને લઈને થાય છે ?

---

## પાઠ ૧૫ મો.

## રાત્ર ભોજન.

**ચંદુલાલ**—કેમ પ્રાણુલાલ ! ઉતાવળો ક્યાં જાય છે ?

**પ્રાણુલાલ**—હું જમવાને જાઉં છું.

**ચંદુલાલ**—આટલો બધો ઉતાવળો કેમ જાય છે ?

**પ્રાણુલાલ**—સાંઝ પડવા આવી છે, જો હવે વાર કરૂં તો રાત પડી જાય.

**ચંદુલાલ**—રાત પડે તો શી હરકત છે ?

**પ્રાણુલાલ**—પછી રાત્રે જમાય નહિ.

**ચંદુલાલ**—રાત્રે શા માટે ન જમાય ?

**પ્રાણુલાલ**—અરે ચંદુલાલ ! શ્રાવક થઇને આ શું બોલે છે ? શ્રાવકનો દીકરો રાત્રે કદિ પણ જમે નહિ.

**ચંદુલાલ**—રાત્રે જમવાથી શું થાય ?

પ્રાણલાલ—ચંદુલાલ ! રાત્રે જમવાથી પાપ લાગે છે. તું કોઇ વાર રાત્રે જમે છે કે ?

ચંદુલાલ—પ્રાણલાલ ! હું તો ઘણી વાર રાત્રે જમું છું. ફક્ત મારા બાપા અને મારી મા જમતાં નથી. મારે માટે છુટ છે.

પ્રાણલાલ—ચંદુલાલ ! એ ઘણું ખોટું કહેવાય. રાત્રે જમવાથી એકલું પાપ લાગે છે; એટલુંજ નહિ, પણ કોઈ વાર જીવનું જોખમ થઇ જાય છે.

રાત્રે ઝીણાં જીવજંતુ ઘણાં થાય છે, તે આપણા ભાણામાં પડીને મરણ પામે છે. વળી જો કોઇ ઝેરી જીવ તેમાં પડે, અથવા ઓટી જાય, તો તેથી જીવનું જોખમ થાય છે, માટે રાત્રિભોજન કરવું નહિ, એવી જિનદેવની આજ્ઞા છે.

ચંદુલાલ ! એ ખરી વાત છે, હવેથી હું કદિ પણ રાત્રિભોજન કરીશ નહિ. શ્રાવકના છોકરાએ રાત્રિભોજન વર્જવું જોઇએ.

---

## સારબોધ.

દરેક શ્રાવકના છોકરાએ ચંદુલાલની જેમ રાત્રિભોજન ન કરવું જોઇએ.

---

## સારાંશ પ્રશ્નો.

૧ પ્રાણુલાલ અને ચંદુલાલ કેવા છોકરા હતા ?
૨ પ્રાણુલાલ ઉતાવળો શા માટે જતો હતો ?
૩ રાત્રિભોજન કરવાથી શા શા ગેરફાયદા થાય છે ?
૪ ચંદુલાલે આખરે શું કર્યું ?

---

## પાઠ ૧૬ મો.

### અભક્ષ્ય.

ગોવિંદ કરીને એક શ્રાવકનો છોકરો હતો. તે ઘણો ખાઉ-ફણુ હતો. ચૌટામાં જે કાંઇ ખાવાની ચીજ મળે, તે વેચાતી લઇને ખાતો હતો. કોઇ કોઈ વાર તો તેના બાપની પાસેથી કજીયો કરીને પણ ખાવાની ચીજ લેવરાવતો હતો; એવો એ ખાઉકણુ હતો. એક વખતે તે વાડીમાં ફરવા ગયો, ત્યાં કોઈ વેલ ઉપર ઘણાં બીવાળું એક નાનું ફળ તેના જોવામાં આવ્યું. તેણે તે અજાણ્યું ફળ તોડીને ખાધું, અને થોડી વાર પછી તેના માથામાં ઘણા ચસકા આવવા લાગ્યા. તે રોતો રોતો ઘેર આવ્યો. તેના બાપાએ પૂછ્યું, બેટા ગોવિંદ ! તું કેમ રડે છે ?

ગોવિંદ—મેં કાંઈ અજાણ્યું ફળ ખાધું છે, તેથી મને માથામાં બહુ ચસકા આવે છે; તે મારાથી ખમાતા નથી.

હરિચંદ—ગોવિંદ ! મેં તને અજાણ્યાં ફળ ખાવાને ઘણી

વાર ના કહી છે, તે છતાં તું અજાણ્યાં ફળ ખાય છે, તેનું આવું પરિણામ આવ્યું.

ગોવિંદ—બાપા ! મને જલદી કોઇ ઉપાય કરો, માથામાં ઘણી પીડા થાય છે, હવેથી હું કદિ પણ અજાણ્યાં ફળ ખાઇશ નહિ, અને આજથી ખાઉકણપણાની કુટેવ છોડી દઇશ.

પછી તેના બાપા એને વૈદ્યને ઘેર લઈ ગયા, અને ત્રણ દિવસ સુધી દવા કરી, ત્યારે ગોવિંદ સાજો થયો.

આ ગોવિંદનો દાખલો લઈ કોઈ પણ શ્રાવકે અજાણ્યાં ફળ ખાવાં નહિ, અજાણ્યાં ફળ અભક્ષ્યમાં ગણાય છે. તેમાં બીજાં ઘણાં અભક્ષ્ય છે. કંદ, મૂળ, માંસ, દારૂ, વેંગણ, પીપરની પેપી, વિગેરે મુખ્ય છે; જે એકંદર બાવીશ જાતનાં એ અભક્ષ્ય વસ્તુ ખાવામાં ઘણું પાપ લાગે છે.

---

## સારબોધ.

શ્રાવકના દીકરાએ બધી જાતના અભક્ષ્યનો ત્યાગ કરવો જોઇએ. અજાણ્યાં અભક્ષ્ય ફળ ખાવાથી ગોવિંદના જેવી વલે થાય છે.

---

## સારાંશ પ્રશ્નો.

૧ ગોવિંદને કેવી ટેવ હતી?

૨ ગોવિંદે શું ખાધું હતું, અને તેથી શું થયું હતું?

૩ અજાણ્યાં ફળ ખાવાથી બીજું શું થાય છે ?
૪ મુખ્ય અભક્ષ્ય કયા ? અને તે એકંદર કેટલા છે ?

## પાઠ ૧૭ મો.

### શ્રાવકના આચાર.

#### હરિગીત.

જે કંદ ને વળી મૂળિઆં લીલોતરી બહુ થાય છે,
બહુ બીજ વેંગણ પેપિઓજ અનંતકાય ગણાય છે;
તેમાં ધરે બહુ સ્વાદ નવ દરકાર કરતા જાનની,
નહિ લોકમાં એ રીત એવી જૈનનાં સંતાનની. ૧
રાતે જમે દીવા કરી ધરતા દયા નહિ અંગમાં,
ધરી ભાવ સર્વ અભક્ષ્યનો રહેતા કુસંગિ સંગમાં;
નહિ પાપ આપ વિચારતા ઇચ્છા ધરે પણ માનની,
નહિ લોકમાં એ રીત એવી જૈનનાં સંતાનની. ૨
શોખી બની સંસારના જે સાત વ્યસનો સેવતા,
બહુ માની ગમ્મત ગાળમાં અપશબ્દ આપ ઉચારતા;
કરતા ફરે છે ધૂન નિર્લજ નિત્ય નાટક ગાનની,
નહિ લોકમાં એ રીત એવી જૈનનાં સંતાનની. ૩

# ખંડ ૩ જો.

## પાઠ ૧૮ મો.

### હિંમત.

ગભરૂ કરીને એક છોકરો હતો, તે બચપણામાંથી બીકણ હતો. જેમ જેમ તે મોટી ઉમ્મરનો થતો ગયો, તેમ તેમ તેનો બીકણ સ્વભાવ વધતો ગયો. તે ધોળે દિવસે પણ કોઇ જગ્યામાં એકલો રહી શકતો નહોતો, તો રાતે અંધારામાં તો શેનોજ રહી શકે ? કોઈ કોઈ વાર તો તે પોતાના પડછાયાથી પણ બીતો હતો. ચોમાસામાં જ્યારે વીજળી કે ગડગડાટ થાય, ત્યારે તે ગાભરો બનીને મોટી રાડો પાડતો હતો. કોઈ પણ નાનું મોટું પ્રાણી તેના જોવામાં આવે, અથવા તેના શરીરને જરા વાગે, તો તે પોકે પોકે રડતો હતો.

ગભરૂના આવા બીકણ સ્વભાવથી તેનાં માબાપ વિગેરે બધાં કંટાળી ગયાં હતાં. તે જૈનશાળામાં એકલો ભણવા જઈ શકતો નહિ; તેથી તેના બાપને મુકવા, અને લેવા જવું પડતું હતું. ગભરૂના બાપના કહેવાથી તેના માસ્તરે હિંમતલાલ નામના એક બહાદૂર છોકરાને તેનો ગોઠીયો કર્યો. હિંમતલાલમાં નામ પ્રમાણે ગુણ હતો, એટલે તેનામાં હિંમત ઘણી હતી. એક વખત

હિંમતલાલે ગભરૂને કહ્યું, ગભરૂ ! તું મારી સાથે બહાર ચાલ, તો તને હિંમત આપું.

**ગભરૂ**—હિંમત શી ચીજ હશે ? અને તે આપણી પાસે હોય તો, શું કામ લાગે ?

**હિંમતલાલ**—ગભરૂ ! જો આપણી પાસે હિંમત હોય, તો પછી આપણે કોઇનાથી બીએ નહિ.

**ગભરૂ**—ભાઈ હિંમતલાલ ! મને તેવી હિંમત આપ. કારણ કે, હું ઘણો બીકણ છું.

**હિંમતલાલ**—ગભરૂ ! તું શેનાથી બીએ છે ?

**ગભરૂ**—હું બધાથી બીઉં છું.

**હિંમતલાલ**—શા માટે બીએ છે ?

**ગભરૂ**—રખે મને કોઈ હરકત કરે, એવી મને બીક રહ્યાજ કરે છે.

**હિંમતલાલ**—હવેથી તું તારા મનમાં એવો વિચાર કરજે કે, મને કોઇ હરકત કરનાર નથી. બીજાને જેમ હાથ પગ છે, તેમ મારે પણ હાથ પગ છે. જેવી બીજામાં શક્તિ છે, તેવી મારામાં શક્તિ છે. આવો વિચાર કરવાથી તારા મનમાં હિંમત આવશે, અને તે હિંમતને લઈને તારા શરીરમાં જોર આવશે, એટલે તને કોઇની બીક લાગશે નહિ.

**ગભરૂ**—હિંમતલાલ ! એ તારૂં કહેવું ખરૂં છે, એવા વિચાર કરવાથી બીક લાગે નહીં. હવેથી હું એમજ કરવાની ટેવ પાડીશ.

**હિંમતલાલ**—એનું નામજ હિંમત છે. જેનામાં એવી હિમત હોય, તે માણુસ કોઇનાથી ડરતો નથી. જેનામાં હિંમત ન હોય, તે માણુસને હલકામાં હલકો માણુસ પણુ દબાવે છે, એટલુંજ નહીં પણ, લોકો તેને નાહિંમત કહી નમાલો ગણે છે, માટે દરેક છોકરાએ હિંમત રાખવી જોઇએ.

**ગભરૂ**—ભાઇ હિંમતલાલ ! હવે હું બરાબર સમજ્યો છું. હું હવે કોઇથી ડરવાનો નથી.

પછી ગભરૂ હમેશાં હિંમતલાલની સોબતમાં રહીને તેની પેઠે હિંમતવાળો થયો, અને તેના બાપને તેથી ઘણોજ સંતોષ થયો.

---

## સાર બોધ.

દરેક છોકરાએ હિંમતલાલની જેમ હિંમત રાખવી જોઇએ, અને ગભરૂની જેમ નાહિંમત થવું ન જોઇએ.

---

## સારાંશ પ્રશ્નો.

૧ ગભરૂ કેવો છોકરો હતો ?

૨ હિંમતલાલ કેવો છોકરો હતો ?

૩ ગભરૂને હિંમતલાલની સોબત તેના બાપે શા માટે કરાવી ?

૪ હિંમતલાલે ગભરૂને હિંમત રાખવાને માટે શું કહ્યું હતું ?

૫ ગભરૂ આખરે કેવો છોકરો થયો ?

૬ નાહિંમત થવાથી શો ગેરલાભ છે ?

---

## પાઠ ૧૯ મો.

## હિંમત વિષે.

### ચોપાઈ.

ધરજો હિંમત શ્રાવક બાળ,
હિંમતની છે કીંમત હાલ;
હિંમત લાવે ધર્મ સધાય,
હિંમત કરતાં મળશે સ્હાય. ૧.

તપસ્યામાં પણ હિંમત હોય,
હિંમત હારી ફાવે ન કોય;
હિંમત રાખો વીરના બાળ,
હિંમત કરવાનો આ [1]કાળ. ૨

હિંમત ધરવા રાખો પ્રીત,
ઉદય થવાની એ છે રીત;
હિંમતથી સૌ સરશે કામ,
હિંમતથી સૌ રાખો નામ. ૩

---

[1] વખત.

# પાઠ ૨૦ મો.

## વિનય.

હરિચંદ્ર કરીને એક છોકરો હતો, તેના બાપે વિનય શીખવાને માટે એક સારા પંડિતને સોંપ્યો. હરિચંદ્ર ઘણો ઉછાંછળો હોવાથી તેનામાં વિનય ગુણ નહોતો. ચતુર પંડિતે તેને માટે ઘણી મહેનત કરવા માંડી. હમેશાં તેને સારી સારી શીખામણ આપી, વિનયને માટે સમજાવવા માંડ્યો, તોપણ તે સમજ્યો નહિ. એક વખતે તે પંડિતની પાડોશમાં એક ઘર તુટી પડ્યું. ઘરધણી તે પંડિતની પાસે દોડતો આવ્યો. તેણે આવી પંડિતને કહ્યું કે, મારૂં ઘર તુટી પડ્યું છે, માટે તેને આધાર મુકવાને એક લાકડાનો કડકો આપો. પંડિતે તે ઘરધણીને પેલો મૂર્ખ છોકરો બતાવીને કહ્યું કે, આ વિનય વગરનો છોકરો થાંભલા જેવો જડ છે, તેને લઇ જાઓ. એ સાંભળી છોકરે રોવા માંડ્યું, ને કરગરવા લાગ્યો કે, મને લઈ જશો નહિ, મારાથી ઘર રાખી શકાશે નહિ. મારી ઉપર ઘર તુટી પડશે, તો હું મરી જઇશ. આમ ઘણી આજીજી કરી, ત્યારે તે પંડિતે કહ્યું—છોકરા! તારે થાંભલો થવાને જવું પડશે.

છોકરો—હું થાંભલો થવા શા માટે જાઉં ?

પંડિત—જેનામાં વિનય ન હોય, તે માણસ થાંભલા જેવો જડ જાણવો, તું પણ એવો છે માટે ?

છોકરો—પંડિતજી ! મને થાંભલો થવા મોકલો નહિ, હું હવેથી વિનયી થઈશ.

પંડિત—તું વિનય શીખીશ, તો મને સંતોષ થશે.

છોકરો—મને વિનય શીખવવા કૃપા કરો.

પંડિત—હમેશાં ગુરૂ, માબાપ અને બીજા જે મોટેરા હોય, તેમની સાથે નમ્રતા રાખવી, બધાની સાથે સભ્યતાથી વર્તવું, અને સૌને મીઠી વાણીથી બોલાવવા.

છોકરો—પંડિતજી ! હું આપની આ શીખામણ કદિ ભૂલીશ નહીં. મારામાં અવિનય હતો, એને માટે માફ કરશો.

પછી વિનય ગુણ શીખીને તે છોકરો ઘણો વિનયી થયો, એ જાણીને તેનો બાપ ઘણો ખુશી થઈ વહાલથી તેને પોતાને ઘેર લઇ ગયો.

---

## સારબોધ.

વિનય વગરનો માણસ થાંભલા જેવો જડ ગણાય છે. થાંભલો તો ઘરને ટેકો પણ આપે છે, અને વિનય વગરનો માણસ તો નકામા જેવો ગણાય છે. માટે વિનયી થવું જોઈએ.

---

## સારાંશ પ્રશ્નો.

૧ હરિચંદ્રને તેના બાપે પંડિત પાસે કેમ મોકલ્યો હતો ?

૨ પંડિતે તે છોકરાને કેવી યુક્તિથી વિનય શીખવ્યો ?

૩ હરિચંદ્રને વિનય શીખવાની મરજી ક્યારે થઈ ?

૪ વિનયમાં શું શીખવું જોઇએ ? તે કહી બતાવો.

## પાઠ ૨૧ મો.

## ચોખ્ખાઇ.

બા ! આપણા દેરાસરના નોકરે મારૂં અપમાન કર્યું.

બેન ! તેણે તારૂં શું અપમાન કર્યું વારૂ ?

બા ! તેણે મને દેરાસરમાં જતાં અટકાવી.

તને શા માટે અટકાવી ?

બા ! એણે મને કહ્યું કે, તું શ્રાવકની દીકરી નથી, પણ કોઈ બીજી જાતની છોડી છે, નહીં તો આવી ગંદી હોય કે ?

પછી તેં શું કહ્યું ? બેન !

બા ! મેં તેને કહ્યું કે, હું શ્રાવકની દીકરી છું, મારા બાપનું નામ મગન શેઠ છે, અને મારી બાનું નામ ધનીબા છે.

પછી તેણે શું કહ્યું ?

તેણે કહ્યું કે, શ્રાવકની દીકરી આવી ગંદી ન હોય. શ્રાવકનાં છોકરાં તો ચોખ્ખાં હોય છે, તેઓ પોતાનાં શરીર, લૂગડાં અને વાળ હમેશાં સાફસુફ રાખે છે.

ખરી વાત છે. બેન ! મેં તને ઘણી વાર કહેલું છે કે, તું હમેશાં ચોખ્ખાઇ રાખજે, તને જોઇને મને પણ શરમ આવે છે. તું કોઇ દિવસ ચોળીને ન્હાતી નથી. મેલાં કપડાં પહેરે છે, તારી આંખોમાં ચીપડા હોય છે, બરાબર દાંતણ કરી મોઢું પણ ધોતી નથી, તારા વાળ ઘણાજ ગંદા રહે છે. તેમાં જૂઓ પણ પડેલી હશે. હવેથી ચોખ્ખાઈ રાખજે. જો તું ચોખ્ખાઇ રાખીશ તો, તારી ઉપર બધાનો પ્રેમ થશે, તને બોલાવશે અને તને પાસે બેસાડશે.

બહુ સારૂં બા ! હવેથી હું હમેશાં ચોખ્ખી રહીશ. હું તમ જેવા આબરૂદારની દીકરી છું; તે છતાં દેરાસરનો નોકર મને હલકી જાતની કહે, એ કેવી શરમની વાત ?

ખરૂં બેન ! પણ જો તું હવેથી ચોખ્ખાઈ રાખીશ તો, પછી તને કદિ કોઇ એમ કહેશે નહિ.

---

## સારબોધ.

શ્રાવકનાં છોકરાંએ ગંદું રહેવું ન જોઇએ. જો તે ગંદાં રહે તો, હલકી જાતનાં છોકરાંમાં ખપે.

---

## સારાંશ પ્રશ્નો.

૧ તે છોકરીને દેરાસરના નોકરે શા માટે અટકાવી હતી ?

૨ શ્રાવકનાં છોકરાં કેવાં હોવાં જોઇએ ?

૩ ગંદા છોકરાં કેવાં હોય છે ?

## પાઠ ૨૨ મો.

## ચોખખાઈ વિષે.

### ચોપાઈ.

જુઓ ભાઈ આ જૈનનો બાળ,
કેશર કેરૂં ચંદન [1]ભાલ;
પહેર્યો સુંદર છે પોશાક,
[2]વસ્ત્રો જાણે ચળકે [3]ખાપ. ૧

મેલ વિનાના માથે વાળ;
ચોખખાઇમાં છે તેનો ખ્યાલ;
ચ્હેરામાં કેવો ચળકાટ,
સુઘડતા રાખે ભલિભાત. ૨

દાતણ કરવાપર છે પ્રીત,
[4]નિર્મળ [5]નીરે ન્હાયે નિત;
રાખે ચોખખાં સરવે [6]અંગ
ગંદા જનનો ન કરે સંગ. ૩

---

૧ કપાલ. ૨ લુગડાં. ૩ અરીસા જેવાં ચળકે છે. ૪ મેલ વગરનું. ૫ પાણી. ૬ શરીર.

# ખંડ ૪ થો.

## પાઠ ૨૩ મો.

### જીવ.

મગન કરીને એક છોકરો હતો, તે ઘણો ચાલાક અને હમેશાં સારા વિચાર કરનારો હતો. તે રોજ જૈન પાઠશાળામાં ભણવા જતો, અને રસ્તામાં જે કાંઇ જુવે તેનો વિચાર કરતો, ને તે વિચારમાં કાંઇ શંકા રહે તો, તે પોતાના શિક્ષકને પુછી તેનો ખુલાસો મેળવતો હતો.

એક વખતે તેને રસ્તામાં વિચાર થયો કે, જીવ એ શું હશે ? તે મારે જાણવું જોઇએ. એવું વિચારી તેણે પોતાના શિક્ષકની સાથે નીચે પ્રમાણે વાતચીત કરી.

**મગન**—જીવ કોને કહે છે, સાહેબ ?

**શિક્ષક**—જેમાં સુખ દુઃખ વિગેરે જાણવાની શકિત હોય, તે જીવ કહેવાય છે.

**મગન**—જીવથી શું શું થાય છે ?

**શિક્ષક**—જીવ હોય તો શરીર વધે, ખોરાક લેવાય, તેવડે હાથ પગ હાલે ચાલે, મોઢું હસે બોલે, અને જો જીવ ન હોય, તો પગ, હાથ, મોઢું કાંઇ કરી શકતાં નથી.

મગન—એ શિવાય બીજું કાંઈ વધારે સમજવાનું છે ?

શિક્ષક—હા, જીવ હોય તો જીભ ચાખે, શરીરને લાગે, આંખ દેખે, નાક સુંઘે, કાન સાંભળે, અને મન વિચારે, પણ જો જીવ ન હોય, તો તે કાંઇ કરી શકતાં નથી. બધાં નકામાં છે. આ પ્રમાણે શિક્ષકનું કહેવું સાંભળીને મગન ખુશી થયો.

---

## સારબોધ.

હરેક છોકરે મગનની પેઠે વિચાર કરવાની ટેવ પાડવી, અને તે વિચાર પોતાના ગુરૂની આગળ જણાવી, તેનો ખુલાસો મેળવવો; તેથી પોતાના જ્ઞાનમાં વધારો થાય છે.

---

## સારાંશ પ્રશ્નો.

૧ મગન કેવો છોકરો હતો ?

૨ તેનામાં કેવી ટેવ હતી ?

૩ મગનને શંકા રહેતી, ત્યારે તે શું કરતો ?

૪ મગનને રસ્તામાં કેવો વિચાર થયો હતો ?

૫ જીવ કોને કહેવાય ?

૬ જીવથી શું શું થાય છે ?

૭ જીવ હોય તો જીભ, શરીર, આંખ, નાક, કાન અને મન શું શું કરે ?

## પાઠ ૨૪ મો.

## જીવ અને ઇંદ્રિયો.

જીવો અને ભીખો કરીને બે છોકરા હતા, તેઓ ઘણા તોફાની હતા. જૈનશાળામાં ભણવા જતા, અને વર્ગમાં સારો નંબર રાખતા, પણ તેમનામાં તોફાન કરવાની કુટેવ પડી હતી. એક વખતે શાળામાંથી છુટ્યા પછી, તેઓ મેદાનમાં પોતાનાં અંગરખાં કાઢી પવનમાં ઉડાડતા હતા, અને તેની ઉપર માટીનાં ઢેફાં ઉછાળતા હતા, તે વખતે હીરાલાલ નામે એક છોકરો ત્યાં આવી ચડયો. તે ઘણો ડાહ્યો અને ધર્મી હતો, તેણે જીવાને અને ભીખાને ઠપકો આપ્યો, અને કહ્યું કે, તમે જીવહિંસા કરો છો, તે પરથી જીવો અને ભીખો બંને ખડખડ હસી પડયા.

જીવો—વારૂ ભાઇ હીરાલાલ ! મેં લૂગડું જરા પવનમાં ઉડાડયું, અને ભીખાએ માટીનું ઢેફું ઉછાળ્યું, તેમાં જીવહિંસા શેની ?

હીરાલાલ—તે કરવાથી એક ઇંદ્રિયવાળા જીવની હિંસા થાય છે.

જીવો—જીવને વળી ઇંદ્રિયો હોય, એ વાત તો અમે આજેજ જાણી. ઇંદ્રિય શું ચીજ હશે વારૂ ?

હીરાલાલ—આપણે કાંઇ પણ કામ કરવું હોય તો, તે ઇંદ્રિયોથી થાય છે, અને તેથી જે કાંઇ પણ કામ કરવાનું સાધન, તે ઇંદ્રિયો કહેવાય છે.

ભીખો—તે ઇંદ્રિયોથી શું શું કામ થાય છે ? અને તે ઇંદ્રિયો કેટલી છે, તે સમજાવીશ ?

હીરાલાલ—બધી મળીને પાંચ ઇંદ્રિયો છે. આપણું આ શરીર તે પહેલી ઇંદ્રિય છે, તેનાથી આપણે હાલીએ ચાલીએ છીએ, બીજી ઇંદ્રિય જીભ છે, તેનાથી આપણે સ્વાદ લઇ શકીએ છીએ, ત્રીજી ઇંદ્રિય નાક છે, તેનાથી આપણે સુંઘી શકીએ છીએ, ચોથી ઇંદ્રિય આંખ છે, તેનાથી આપણે જોઇ શકીએ છીએ, અને પાંચમી ઇંદ્રિય કાન છે, તેનાથી આપણે સાંભળી શકીએ છીએ.

ભીખો—જીવના કેટલા ભેદ છે ?

હીરાલાલ—જીવની બધી મળીને છ જાતિ છે, તે છકાય એવા નામથી ઓળખાય છે. માટીના જીવ તે પૃથ્વીકાય, પાણીના જીવ તે અપ્કાય, અગ્નિના જીવ તે તેઉકાય, પવનના જીવ તે વાયુકાય, અને ઝાડપાલાના જીવ તે વનસ્પતિકાય. એ જાતિના જીવોને એક ઇંદ્રિય કહે છે.

જીવો—તેં તો છકાયની પાંચજ જાતિ ગણાવી. છઠ્ઠી કઇ જાતિ ? તે કહે.

હીરાલાલ—ભાઇ જીવા ! અધીરો થા નહિ. તને તે વિષે પણ સમજાવીશ. છકાયમાં છઠ્ઠી જાતિ ત્રસકાય જીવની છે; જે જીવને એકથી વધારે ઇંદ્રિયો હોય, તે ત્રસકાય જીવ કહેવાય

છે; જેટલા જીવ આપણે હાલતા ચાલતા જોઇએ છીએ, તે બધા ત્રસકાય જીવ છે.

**ભીખો**—ભાઈ હીરાલાલ! અમોએ એકેંદ્રિય જીવની હિંસા શી રીતે કરી? તે સમજાવ.

**હીરાલાલ**—તમે કપડાંને પવનમાં ઉડાડો છો, તેથી જે પવનના જીવ છે, તે હણાય છે, અને માટીનાં ઢેફાંને ઉછાળો છો. તેથી પૃથ્વીકાયના જીવ હણાય છે, તેથી તમે જીવહિંસા કરો છો, એ વાત સાચી કે ખોટી?

**જીવો અને ભીખો**—ભાઇ હીરાલાલ તારૂં કહેવું બરાબર છે. આજથી હવે અમે કોઈ વાર પણ તેવી નકામી રમત કરીશું નહીં, તેં અમને પાપ કરતાં બચાવ્યાં, તેને માટે તારો અમે ઉપકાર માનીએ છીએ.

---

## સારબોધ.

કોઇ પણ શ્રાવકના છોકરાએ જીવા અને ભીખાની જેમ તોફાની થવું નહિ, અને તેના જેવા નઠારા ચાળા કરીને જીવહિંસાનું પાપ કરવું નહિ: કદિ ભુલથી તેવું પાપ કરતા હોઇએ, અને જો હીરાલાલ જેવો ભલો ધર્મી છોકરો સમજાવે, તો તે વાત સમજીને કબુલ કરવી, અને તેનો ઉપકાર માનવો. કદિ છોકરા ભણવામાં સારા હોય, પણ તોફાની હોય તો, તે સારા ગણાતા નથી.

## સારાંશ પ્રશ્નો.

૧ જીવો અને ભીખો કેવા છોકરા હતા ?

૨ તેમનામાં કેવી કુટેવ પડી હતી ?

૩ હીરાલાલ કેવો છોકરો હતો ? અને તેણે જીવા તથા ભીખાને શું કહ્યું હતું ?

૪ જીવને કેટલી ઇંદ્રિયો હોય છે ?

૫ ઇંદ્રિય એટલે શું ?

૬ બધી ઇંદ્રિયોનાં નામ અને તેનાથી શું શું કામ થાય છે ? તે સમજાવો.

૭ જીવની બધી મળીને કેટલી જાતિ છે ?

૮ તે છ જાતિ કેવાં નામથી ઓળખાય છે, અને તેનાં જુદાં જુદાં નામ શું થાય ? તે કહો.

૯ ત્રસકાય એટલે શું ?

૧૦ એકેંદ્રિય જીવ કોણ ?



## પાઠ ૨૫ મો.

## જીવની વિશેષ સમજ.

**મોહન**—બાપા ! આ બાગમાં મોટા પાંજરા જેવું શું છે ?

બાપા—ભાઈ ! તે જીવોનું સંગ્રહસ્થાન છે.

**મોહન**—તેમાં શું હશે ?

**બાપા**—તેમાં જાતજાતના ત્રસ જીવો છે.

**મોહન**—ત્યારે તેમાં શું જોવાનું છે ? ચાલો આપણે ઘેર જઇએ.

**બાપા**—આમ શું બોલે છે ? તેમાં તો ઘણું જોવાનું છે. આપણા શ્રાવક ધર્મમાં જીવ વિચારનું જ્ઞાન તો જરૂર મેળવવાનું છે.

**મોહન**—બાપા ! હા, એ વાત ખરી. ચાલો આપણે જોઇએ. પણ બાપા ! મને તમે સમજાવજો.

**બાપા**—બહુ સારૂં, તને તે વિષે હું સારી રીતે સમજાવીશ.

**મોહન**—બાપા ! આ પાણીના કુંડામાં કેવા જીવ છે ?

**બાપા**—શંખલા, કોડીઓ, ગંડોળા, જળો, અળસીયાં અને પોરા વિગેરે જળના જીવ છે. તેમને શરીર અને જીભ બેજ ઇંદ્રિયો હોય છે. તેથી તે બેઇંદ્રિય કહેવાય છે.

**મોહન**—બાપા ! આ હારબંધ ચાલ્યા જાય છે, તે ક્યા જીવ છે ?

**બાપા**—તે મંકોડા, કીડીઓ, જૂં, ઉધેઇ, ધીમેલ, ગીંગોડા, ગધૈયાં, ધનેડાં, કુંથવા, અને એળ વિગેરે જીવ છે; તેમને શરીર, જીભ અને નાક એ ત્રણ ઇંદ્રિયો છે, તેથી તેઇંદ્રિય જીવ કહેવાય છે.

**મોહન**—બાપા ! આ ખાનામાં કેવી જાતના જીવ ઉડે છે ?

**બાપા**—તે ભમરા, ભમરી, ટીડ, મચ્છર, ડાંસ અને કુંસારી વિગેરે જીવ છે; તેમને શરીર, જીભ, નાક અને આંખો એ ચાર ઇંદ્રિયો છે તેથી તે ચૌરિંદ્રિય જીવ કહેવાય છે.

**મોહન**—બાપા ! આ મોટાં પશુ, પંખી છે, તેઓ કેવા જીવ કહેવાય ?

**બાપા**—તે બધા પાંચ ઇંદ્રિયવાળા જીવ કહેવાય છે. તેમનામાં શરીર, જીભ, નાક, આંખ અને કાન એ પાંચ ઇંદ્રિયો છે.

**મોહન**—બાપા ! ત્યારે આપણે કઈ જાતના જીવ કહેવાઇએ ?

**બાપા**—આપણે બધા પાંચ ઇંદ્રિયવાળા જીવ કહેવાઇએ.

**મોહન**—બાપા ! હવે મને બરાબર સમજણ પડી. આ જીવના સંગ્રહસ્થાનમાંથી પણ મને સારો બોધ થયો. તેથી હું તમારો આભાર માનું છું. આ બધા ત્રસજીવ કહેવાય છે, ખરૂં કે બાપા !

**બાપા**—હા ભાઇ.

---

## સારબોધ.

છોકરાઓ દરેક વસ્તુ ઉપર વિચાર કરવો, જેથી મોહનને

જેમ જીવના સંગ્રહસ્થાનપરથી સારો બોધ થયો, તેમ બોધ થાય. મોહને પોતાના બાપનો જેમ આભાર માન્યો હતો, તેમ દરેક છોકરાએ પોતાને બોધ કરાવનારનો આભાર માનવો.

---

## સારાંશ પ્રશ્નો.

૧ બે ઇંદ્રિયોવાળા જીવને બે ઇંદ્રિયો કઈ હોય ?
૨ મોહને બે ઇંદ્રિયવાળા જીવ જોયા હતા, તે કયા જીવ ?
૩ તેરિંદ્રિય જીવને કઈ કઇ ત્રણ ઇંદ્રિયો હોય ?
૪ તેરિંદ્રિય જીવ કયા ? તેનાં નામ આપો.
૫ ચૌરિંદ્રિય જીવને કઈ કઈ ચાર ઇંદ્રિયો હોય ?
૬ ચૌરિંદ્રિય જીવનાં નામ આપો.
૭ પંચેંદ્રિય જીવ કયા ? અને તેમની પાંચ ઇંદ્રિયો કઈ ? તે ગણાવો.
૮ આ પાઠમાં કયા જીવોની વાત છે ?

---

## પાઠ ૨૬ મો.

### અજીવ.

મોતીચંદ અને નિયમચંદ નામના બે બાળ વિદ્યાર્થીઓ દરરોજ જૈન પાઠશાળામાં સાથે ભણતા હતા. મોતીચંદ ડાહ્યો અને બુદ્ધિમાન્ હતો, અને નિયમચંદ જરા મંદ બુદ્ધિવાળો

હતો. પાઠશાળાનો શિક્ષક જ્યારે તેમને સમજાવતો, ત્યાર મોતીચંદ તરત ગ્રહણ કરી લેતો, અને નિયમચંદના મગજમાં તે વાત ઉતરતી નહોતી.

એક વખતે તે બંને શાળામાંથી છુટ્યા, ત્યારે તેમની વચ્ચે નીચે પ્રમાણે વાતચીત થઇ.

નિયમચંદ—ભાઈ મોતીચંદ ! આજે અભ્યાસમાં તું શું સમજ્યો ? તે કહે.

મોતીચંદ—ભાઇ નિયમચંદ ! આજે તો અજીવ ઉપર આપણા શિક્ષકે સારૂં સમજાવ્યું, અને મારા મનમાં તે બરાબર ઠસી પણ ગયું.

નિયમચંદ—ભાઇ ! હું તો તેમાં કાંઇ પણ સમજ્યો નથી. મને મહેરબાની કરીને સમજાવીશ ?

મોતીચંદ—ઘણી ખુશીથી. તું મારો મિત્ર છે, વળી તને સમજાવવાથી મને ઘણો લાભ થશે. કારણકે, આપણા માસ્તરે એક વખત કહ્યું હતું કે બીજાને ભણાવવું, એ પોતાને ભણવા જેવું છે. વ્હાલા ભાઇ ! તને જે ન સમજાયું હોય, તે પુછ.

નિયમચંદ—પહેલાં અજીવ એટલે શું ? તે કહે.

મોતીચંદ—જેમાં વધવાની શક્તિ ન હોય, તે અજીવ કહેવાય છે.

નિયમચંદ—અજીવના કેટલા ભેદ છે ?

મોતીચંદ—અજીવના પાંચ ભેદ છે.

**નિયમચંદ**—તેનાં નામ અને સમજૂતી આપો.

**મોતીચંદ**—ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, અને કાળ—એવાં તેનાં નામ છે. જેમાં પૂરણ થવાની તથા ગળવાની શક્તિ હોય, તે પુદ્ગલાસ્તિકાય[1] કહેવાય છે. જીવ અને પુદ્ગલને હાલવા ચાલવામાં મદદ કરે તે, **ધર્માસ્તિકાય**; જીવ અને પુદ્ગલને સ્થીર રાખવામાં મદદ કરે, તે **અધર્માસ્તિકાય**; જીવ અને પુદ્ગલને અવકાશ આપે, તે **આકાશાસ્તિકાય**; અને જે નવી વસ્તુને જુની કરે, અને જુનીને નવિ કરે, તે **કાળ** કહેવાય છે.

**નિયમચંદ**—ભાઇ મોતીચંદ ! હવે મને કાંઇક સમજણ પડી. તેને માટે તારો આભાર માનું છું.

---

## સારબોધ.

મોતીચંદ અને નિયમચંદ બંનેની પાસેથી શો બોધ લેવાનો છે ? તે વિદ્યાર્થીએ પોતાની મેળેજ વિચારી લેવું. મોતીચંદે જેમ નિયમચંદને સમજણ પાડવા મદદ કરી, તેમ દરેક બુદ્ધિમાન્ વિદ્યાર્થીએ બીજા થોડી બુદ્ધિવાળા વિદ્યાર્થીને મદદ કરવી જોઇએ. નિયમચંદ જેમ ખંતથી બીજાને પૂછી પૂછીને શીખ્યો, તેમ સર્વ વિદ્યાર્થીએ શીખવામાં ખંત રાખવી જોઇએ.

---

૧ અસ્તિ એટલે પ્રદેશ અને કાય એટલે સમુહ

## સારાંશ પ્રશ્નો.

૧ મોતીચંદ અને નિયમચંદ કેવા હતા ?
૨ મોતીચંદ અને નિયમચંદની વચ્ચે શી વાત થઇ હતી ?
૩ અજીવ એટલે શું ?
૪ અજીવના કેટલા ભેદ છે ? તેનાં નામ આપો.
૫ પુદ્‌ગલાસ્તિકાય એટલે શું ?
૬ ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય એટલે શું ?
૭ આકાશાસ્તિકાય અને કાળ એટલે શું ?

---

## પાઠ ૨૭ મો.

## પુણ્યબંધ.

ભાઈ ધર્મચંદ્ર ! આજે પાઠશાળામાં મોડો કેમ આવ્યો ? અને તારા ચહેરા ઉપર ખુશી કેમ દેખાય છે ?

**ધર્મચંદ્ર**—વ્હાલા પ્રેમચંદ્ર ! હું તો બરાબર વખતસર આવતો હતો, ત્યાં કોઈ મુનિરાજ મને સામા મળ્યા. મેં તેમને પુછયું, તમારે શું જોઇએ છીએ ? મુનિએ કહ્યું કે અમે વિહાર કરતા આવીએ છીએ, અને ઉતરવાને માટે જગા જોઇએ છીએ. તરતજ હું પાછો વળ્યો, અને તે મુનિને મારે ઘેર લઇ ગયો. તેમને આહારપાણી આપી, મારા એક જુના ઘરમાં ઉતારી, સુવાને બીછાનું અને લુગડાં આપ્યાં. તે સાથે મેં તેમની સ્તુતિ

અને સેવા કરી. છેવટે બે હાથે નમસ્કાર કરીને તરત પાઠ
ળામાં આવ્યો. તેટલી વાર રોકાવાથી મને વિલંબ થઇ છે. અ
મારાથી આવું સારૂં પુણ્યનું કામ થયું, તેથી મારા ચહેરા ઉ
ખુશાલી તરી આવી છે.

પ્રેમચંદ્ર—વ્હાલા ભાઇ ! તે પુણ્યનું કામ છે, એ
તેં શી રીતે જાણ્યું ?

ધર્મચંદ્ર— ભાઈ પ્રેમચંદ્ર ! મુનિરાજની સેવા કરવી,
મજ ગમે તે કોઈ દુઃખી હોય, તેને મદદ કરવી, તે પુ
કહેવાય છે. તે પુણ્ય નવ રીતે થાય છે. તે નવે રીત અ
મારે હાથે થઈ, તેથી મને વધારે ખુશી ઉપજે છે.

પ્રેમચંદ્ર—તે પુણ્યની નવ રીત કઇ તે ઓળખાવીશ

ધર્મચંદ્ર—૧ ભુખ્યાને અન્ન આપવું. ૨ તરષ્યાને પા
પાવું. ૩ અનાશ્રયને રહેવા આશ્રય આપવો. ૪ સુવાને પથ
આપવી. ૫ પહેરવા ઓઢવાને લુગડાં આપવાં. ૬ તેવાને અ
મનમાં સારા વિચાર કરવા. ૭ મોઢેથી સ્તુતિ કરવી. ૮ કાયા
સેવા કરવી, અને ૯ બે હાથ જોડી નમસ્કાર કરવો. એ
પ્રકારે પુણ્ય બંધાય છે, અને તે શિવાય બીજાં પણ ઘ
પુણ્ય બાંધવાનાં કારણ છે, માટે એને પુણ્યબંધ કહે છે.

પ્રેમચંદ્ર—વ્હાલા ભાઇ ! તારી પાસેથી આ પુણ્ય
વાત જાણી મને ઘણો આનંદ થયો. હવેથી હું પણ હમે
એવાં પુણ્યનાં કામ કરીશ.

---

## સારબોધ.

દરેક શ્રાવકના બાળકે ધર્મચંદ્રની જેમ પુણ્ય બાંધવું, અને પ્રેમચંદ્રની જેમ બીજાની પાસેથી સાંભળીને તે પ્રમાણે વર્તવા પ્રયત્ન કરવો.

---

## સારાંશ પ્રશ્નો.

૧ ધર્મચંદ્ર અને પ્રેમચંદ્રને ક્યાં વાતચીત થઈ હતી ?
૨ ધર્મચંદ્ર પાઠશાળામાં મોડો આવ્યો તેનું શું કારણ હતું ?
૩ પુણ્ય બાંધવાના કેટલા પ્રકાર ?
૪ ધર્મચંદ્રે પુણ્ય કેટલે પ્રકારે અને કેવી રીતે બાંધ્યું હતું ?
૫ આ પાઠનો સારબોધ શું ?

---

## પાઠ ૨૮ મો.

## પુણ્ય બાંધવાની નવ રીત.

### છપ્પો.

ભૂખ્યાને દે અન્ન, તરસ્યાને દે પાણી,
ઉતરવા દે સ્થાન, સંત કે સજ્જન જાણી;

બિછાવી આપે સેજ, વસ્ત્રની તંગી ભાંગે,
શુભ ચિંતન દિલમાંહ્ય, બોલ પ્રિય મુખથી જાગે.
વળી સેવા નમન કરે ઘણાં, જાણી વ્યવહાર ધર્મને;
એવા શ્રાવક રત્નો સમા, બાંધે પુન્યના કર્મને.

---

## પાઠ ૨૯ મો.

## પુણ્યનું ફળ.

છોકરાઓ—મહેતાજી સાહેબ ! ગઈ કાલે અમે બધા છોકરાઓએ જાતજાતની કસરત કરવા માંડી, તેમાં કેટલાએક હાંપી ગયા, કેટલાએક પડી ગયા, અને કેટલાએક થાકી ગયા, પણ આ વાડીલાલને કાંઈ જણાયું નહીં. દરેક કસરતમાં તે આગળ પડયો, અને તેના શરીરને કાંઈ પણ હરકત આવી નહીં. અમે બધા તેના જેવડા છીએ, અને ભણવામાં સાથે છીએ, તે છતાં તેના જેવી તંદુરસ્તી અમારામાં કેમ નહીં હોય વારૂ ?

મહેતાજી—છોકરાઓ ! તમે કહ્યું, તે બરાબર છે, તમારા બધાઓમાં વાડીલાલ તંદુરસ્ત છોકરો છે, તેનું કારણ તેનાં પુણ્ય છે.

છોકરાઓ—શું પુણ્યથી તંદુરસ્ત થવાય છે ?

મહેતાજી—હા, પુણ્યથી તંદુરસ્ત થવાય છે, એટલુંજ નહીં, પણ પુણ્યથી બીજાં પણ ઘણી જાતનાં સુખ મળે છે.

છોકરાઓ—સાહેબ ! પુણ્યથી શું શું થાય ? તે કહો.

મહેતાજી—પુણ્યથી જીવ સુખશાતામાં રહે છે, ઉંચા કુળમાં જન્મે છે, શરીરે તંદુરસ્ત રહે છે, શરીરની બધી ઇંદ્રિયો નરવી રહે છે, હાથ, પગ વિગેરે અંગ મજબૂત થાય છે, શરીર સુંવાળું ને ગોરૂં રહે છે, શરીરનું વજન જોઇએ તેવું થાય છે, શ્વાસોશ્વાસ સારી રીતે લઇ શકાય છે, દુનિયામાં [1]લોકપ્રિય થવાય છે, કંઠનો સ્વર સારો મીઠાશવાળો રહે છે, લોકમાં સારી આબરૂ વધે છે, યશ ફેલાય છે, અને છેવટે તીર્થંકરની પદવી પણ મળી શકે છે.

છોકરાઓ—મેહેતાજી ! પુણ્યથી એટલું બધું સારૂં થાય છે, એ વાત તો અમે આજેજ જાણી. અમે તે જાણીને ઘણા ખુશી થયા છીએ, અને તમારો આભાર માનીએ છીએ. આંજથી અમે બધા હમેશાં બની શકે તેટલું પુણ્યનું કામ કરીશું.

---

## સારબોધ.

મહેતાજી અને છોકરાઓ વચ્ચેની આ વાત ઉપરથી સમજાય છે કે, પુણ્યથી કેટલું બધું ભલું થાય છે ? એ જાણી દરેક છોકરાએ પુણ્યનાં કામ કરવાં.

---

૧ લોકમાં સહુને ગમે તેવો થવાય છે.

## સારાંશ પ્રશ્નો.

૧ વાડીલાલ તંદુરસ્ત હતો, તેનું શું કારણ ?
૨ પુણ્યથી શું શું થાય, તે કહો.
૩ મહેતાજીનો આભાર માની છોકરાઓએ શું કરવાનું કબુલ કર્યું ?



## પાઠ ૩૦ મો.

### પાપ.

રામનગરમાં એક શ્રાવકે જૈન પાઠશાળા સ્થાપી, તે પાઠ-
ળા ઉપર તેણે એક સારા માસ્તરની નીમણુક કરી, અને તે
ાસ્તરને જણાવ્યું કે, તમારે પાઠશાળામાં જુદા જુદા બે વર્ગ
ડવા. પહેલા વર્ગમાં જે સારા છોકરાઓ હોય, તેમને રાખવા
ને બીજા વર્ગમાં જે નઠારા છોકરા હોય, તેમને બેસાડવા. જે
ારા છોકરાનો વર્ગ હતો, તેમાં બધા છોકરાઓ એકઠા થયા.
ઈ નઠારા વર્ગમાં ગયું નહિ, ત્યારે માસ્તરે આવી કહ્યું કે, જે
ારા છોકરા હોય; તે પેલા બીજા વર્ગમાં બેસો, અને સારા
કરા હોય, તે અહીં બેસી રહો. તે માંહેથી એક ગોવિંદ નામનો
કરો ઉભો થઇ બોલ્યો. માસ્તર સાહેબ ! સારા છોકરા ક્યા,
ને નઠારા છોકરા ક્યા, તે શી રીતે જણાય ? માસ્તરે કહ્યું,
પાપી હોય, તે નઠારો છોકરો કહેવાય છે, અને જે પાપી

ન હોય, તે સારો છોકરો કહેવાય છે. ગોવિંદે નમ્રતાથી જણા
માસ્તર સાહેબ ! પાપી કોણ કહેવાય ? તે અમને સમજાવો.

માસ્તર—જે અઢાર જાતનાં નઠારાં કામ કરે, તે પા
કહેવાય છે, અને જે તેવાં કામ ન કરે, તે પાપી કહેવાતો ન

ગોવિંદ—એ અઢાર જાતનાં નઠારાં કામ ક્યાં તે સમજાવો

માસ્તર—હા સાંભળો. ૧ કોઇ પણ જીવના પ્રાણનો ન
કરવો. ૨ ખોટું બોલવું. ૩ ચોરી કરવી. ૪ વ્યભિચાર કર
૫ લોભથી ઘણી ચીજનો સંગ્રહ કરવો. ૬ ગુસ્સો કર
૭ અહંકાર રાખવો. ૮ કપટ કરવું. ૯ લોભ કરવો. ૧૦ કે
માણસ અથવા ચીજમાં પ્રીતિ જોડવી. ૧૧ દ્વેષ કરવો. ૧૨
જીવો ટંટો કરવો. ૧૩ ખોટું આળ ચડાવવું. ૧૪ ચાડી ખા
૧૫ પ્રીતિ અપ્રીતિ કરવી. ૧૬ બીજાની નિંદા કરવી. ૧૭ ક
ટથી ખોટું બોલવું. અને ૧૮ મિથ્યાત્વશલ્ય હૃદયમાં રાખ
આ અઢાર રીતે પાપ બંધાય છે, તેથી તેમ કરનારા છોક
પાપી ગણી નઠારા વર્ગમાં દાખલ કરવો પડશે, અને જે તે
પાપી નહીં હોય, તેને સારા વર્ગમાં દાખલ કરવો પડશે.

તે સાંભળી ગોવિંદ અને બધા છોકરાઓ બોલી ઉઠ
આ અઢાર જાતનાં પાપ તો સાધુ મહારાજથી મુકી શકાય.

માસ્તર—છોકરાઓ ! જેમાં તમારી મતલબ ન સ
હોય, તેમ તમારાં સગાં સંબંધીનું કામ પણ ન હોય, તે
નકામી રીતે તેવાં પાપ ન કરવાં જોઇએ, અને તેની મર્
રાખવી જોઇએ.

છોકરાઓ—તે કેવી રીતે મર્યાદા રાખવી ?

માસ્તર—તે તમોને હું હવે પછી સમજાવીશ.

છોકરાઓ—બહુ સારૂં માસ્તર સાહેબ ! હવે અમે તેવાં પાપ બનતાં સુધી કોઇ રીતે નહીં કરીએ, અને બહુ વિચારીને દરેક કામમાં વર્તશું, કે જેથી અઢાર જાતનાં પાપ અમોને લાગે નહીં.

પછી બધા છોકરાઓ એવી રીતે વર્તવા લાગ્યા કે, કોઈ છોકરો તે નઠારા વર્ગમાં આવ્યોજ નહીં, અને છેવટે માસ્તરે નઠારા છોકરાના વર્ગને તદ્દન કાઢી નાખ્યો. વાહ વાહ ! ! એ કેવા ડાહ્યા છોકરા ! !

---

## સારબોધ.

છોકરાએ હમેશાં સારા થવું. અઢાર પ્રકારે પાપ થાય છે, તે વાત ધ્યાનમાં રાખી કદિ પણ પાપી થવું નહીં. પાપી થવાથી નઠારા છોકરાના વર્ગમાં ગણાઇએ છીએ.

---

## સારાંશ પ્રશ્નો.

૧ રામનગરની પાઠશાળામાં કેટલા વર્ગ પાડ્યા હતા ? અને તે પાડવાનો હેતુ શું હતો ?

૨ પાપ કેટલી રીતે બંધાય ? તે કહો ?

૩ પાપના બધા પ્રકાર કેવી રીતે છે ? તેનો ટુંકામાં સાર કહો.

## પાઠ ૩૧ મો.

### પાપનું ફળ.

જગુ નામનો એક નાનો છોકરો રોતો રોતો નિશાળેથી ઘરે આવ્યો. તેના બાપાએ કહ્યું કે, બેટા ! કહે, શામાટે રડે છે?

જગુ—બાપા ! આજે માસ્તરે મને કહ્યું કે, જગુ ! તારાથી કોઇ એવું પાપ થયું છે કે, જેનાથી તને વિદ્યા ચડતી નથી? માટે હવે કાંઈ પણ પાપ કરીશ નહિ. નહિ તો પાછો આવતા જન્મમાં તું મૂર્ખ થઇશ. બાપા ! આ પ્રમાણે માસ્તરના કહેવાથી મને બહુ ખોટું લાગ્યું, પણ તે વખતે હું કાંઇ બોલ્યો નહિ. કારણ કે, તમે મને શીખવ્યું છે કે, માસ્તર એ વિદ્યા આપનાર ગુરૂ કહેવાય, તેથી તેઓ જે કહે, તે સાચું માનવું, અને તેમની સામે કદિ પણ બોલવું નહીં. પછી નિશાળમાં રજા થઇ, એટલે હું ઘેર આવવા નીકળ્યો, ત્યાં કેટલાએક નઠારા છોકરાઓ મને **પાપી** કહેવા લાગ્યા; આથી મને ખોટું લાગ્યું, અને હું રોતો રોતો અહીં આવ્યો.

બાપા—તારા માસ્તરે જે વાત કહી છે, તે સાચી છે. હરેક પ્રાણીને કરેલું પાપ ભોગવવું પડે છે. તને જે નઠારા છોકરાએ પાપી કહ્યો, તે સારૂં કર્યું નહીં. કોઇ પણ માણસને

પાપી કે નઠારો કહેશો, તે ઠીક ન કહેવાય; તેમ કહેવાથી પણ પાપ લાગે છે.

જગુ—બાપા ! આપણે પાપ કરીએ, તેનું શું શું નઠારૂં ફળ મળે, તે મને સમજાવશો ?

બાપા—હા સાંભળ. કરેલું પાપ બ્યાસી પ્રકારે ભોગવાય છે, તેમાં જે મુખ્ય બાબત છે, તે ધ્યાન આપી સાંભળજે. જો પાપ કર્યું હોય, તો બુદ્ધિ ઓછી થાય છે, અને તેથી વિદ્યા ચડતી નથી. તેને જ્ઞાનમાં અંતરાય, એટલે અડચણો આવે છે. કોઇ માણસ તેને કોઈ જાતની મદદ આપતો નથી, તેના ઘરમાં પૈસો હોય, તે છતાં તે કોઇને આપી શકતો નથી, તેનાથી કોઇ જાતનાં સુખ મેળવાતાં નથી, તેને જોઇતી ચીજ મળતી નથી, તેનામાં શક્તિ છતાં તેનો તે સારો ઉપયોગ કરી શકતો નથી, તેને ઉંઘ તથા સુસ્તિ બહુ રહે છે, તેનો જન્મ હલકા કુળમાં થાય છે, સર્વને તે અળખામણો લાગે છે, તે નરકમાં પડે છે, તેના શરીરમાં અનેક જાતના રોગ થાય છે, અને તેનું શરીર નબળું રહે છે—પાપી માણસની આવી અવસ્થા થાય છે; એ વાત ધ્યાનમાં રાખી તું કોઈ દિવસ પાપનું એક પણ કામ કરીશમાં, અને બીજાને પાપનું કામ કરવા બોધીશમાં.

જગુ—બાપા ! તમે કહ્યું, તે મારા મનમાં ઉતર્યું છે, હવેથી હું કદિ પણ પાપ કરીશ નહિ, તેમજ કોઇની પાસે કરાવીશ નહિ, તેમજ જે પાપ કરતા હોય, તેને ટેકો આપીશ નહિ, પણ તે પાપ કરતાં અટકે એવું કરીશ.

## સારબોધ.

જેમ જશુએ પોતાના બાપની શીખામણ માની પાપ ન કરવું, એવો નિશ્ચય કર્યો, તેમ દરેક શ્રાવકના છોકરાએ તેમ કરવું જોઇએ, અને પાપ કરવાથી કેવું નઠારૂં ફળ મળે છે, તે વાત ધ્યાનમાં લેવી જોઇએ.

---

## સારાંશ પ્રશ્નો.

૧ જશુ રોતો રોતો ઘેર આવ્યો, તેનું શું કારણ ?

૨ જશુ પોતાના માસ્તર પાસે કેવી રીતે વર્ત્યો હતો ?

૩ પાપ કેટલે પ્રકારે ભોગવાય છે ?

૪ પાપ કરવાથી કેવું નઠારૂં ફળ મળે છે ? તેનું ટૂંકું વર્ણન કરો.

૫ જશુએ પોતાના બાપ પાસેથી કેવી શીખામણ લીધી હતી ?

---

## પાઠ ૩૨ મો.

### આશ્રવ.

ગુરૂ—શિષ્યો ! આજે તમને આશ્રવને માટે સમજાવું એ વાત ધ્યાનમાં રાખજો; જેમ કોઇ તળાવમાં નાળાં વાટે સારૂં નરસું પાણી આવે છે, તેમ જીવની અંદર સારાં અને નરતાં કર્મ આવે છે. જીવ એક તળાવ છે. શરીર, જીભ, નાક, આંખ

અને કાન એ પાંચ ઇંદ્રિયો તે તેનાં નાળાં છે, અને કર્મ પાણીને ઠેકાણે છે; જે આપણે સારાં કે નઠારાં કર્મ કરીએ, તે કર્મરૂપી પાણી પાંચ ઇંદ્રિયોરૂપી નાળાં વાટે જીવરૂપ તળાવમાં દાખલ થાય છે. સારાં કર્મના આશ્રવથી પુણ્ય બંધાય, અને નઠારાં કર્મના આશ્રવથી પાપ બંધાય છે. જો આપણે શરીરથી [1]સારૂં કામ કરીએ, જીભથી સારૂં બોલીએ, અને કાનથી શાસ્ત્ર સાંભળીએ તો, આપણે સારાં કર્મના આશ્રવથી પુણ્ય બાંધીએ છીએ, અને જો શરીરથી [2]નઠારૂં કરીએ, જીભથી નઠારૂં બોલીએ; અગર ન ખાવાનું ખાઇએ, તો આપણે નઠારાં કર્મના આશ્રવથી પાપ બાંધીએ, તેવી રીતે ગુસ્સો, અભિમાન, કપટ અને લોભ લાલચ રાખવાથી પણ પાપ બંધાય છે.

**શિષ્યો**—ગુરૂજી ! તે પાંચ ઇંદ્રિય શિવાય આશ્રવના બીજા પ્રકાર હશે કે નહીં ?

**ગુરૂ**—હા, બધા મળીને આશ્રવના બેંતાળીશ ભેદ થાય છે, તે હું તમને બીજી વેળાએ સમજાવીશ.

---

## સારબોધ.

આ પ્રમાણે આશ્રવની સમજણ લઇને દરેક શ્રાવકના પુત્રે નઠારા આશ્રવને છોડી દેવા જોઇએ.

---

૧ જેથી મનના વિચાર નઠારા ન થાય, તેમજ બીજા જીવને દુઃખ ન થાય તે. ૨ જેથી મનના વિચાર બગડે, અને ભુંડું કામ કરવાનું મન થાય, અને બીજા જીવને દુઃખ થાય તે.

## સારાંશ પ્રશ્નો.

૧ આશ્રવ એટલે શું ? તળાવને કોની સાથે સરખાવવું ?

૨ પાણી અને નાળાંની સાથે કોની સરખામણી થાય ?

૩ પુણ્ય અને પાપ કેવા આશ્રવથી બંધાય ?

૪ આશ્રવના બધા મળીને કેટલા પ્રકાર છે ?

---

## પાઠ ૩૩ મો.

### સંવર.

વિઠ્ઠલદાસ નામનો એક છોકરો હતો. તે ઘણો ધર્મી અને નિયમ પ્રમાણે કામ કરનારો હતો. તે દરરોજ દેરે જતો, અને ઉપાશ્રયે ગુરૂના મુખનો બોધ સાંભળી પાછો ઘેર આવી નિશાળે જતો. એક વખતે તેણે ઘેર આવી પુછ્યું, બાપા ! આજે હું ઉપાશ્રયે ગયો હતો, ત્યાં કોઈ તપસી મુનિનાં મારે દર્શન થયાં. તેમની દુબળી કાયા જોઈ મને વિચાર થયો કે, સાધુઓ શામાટે આટલા બધા દુઃખી થતા હશે ?

બાપા—ભાઇ વિઠ્ઠલ ! તું આમ કેમ પુછે છે ? તું નવ તત્વ ભણ્યો છું કે નહિ ?

વિઠ્ઠલ—હા, બાપા ! હું ભણ્યો છું, પણ મને કોઈ ઠેકાણે બરાબર સમજણ પડી નથી, માટે સમજાવો.

બાપા—સંવર એટલે શું ? તે તું જાણે છે ?

વિઠ્ઠલ—ના, મને બરાબર સમજણ પડી નથી, તે સમજાવો.

બાપા—જે આપણે હમેશાં કાંઈ પણ સારાં નરતાં કામ કરીએ, તેનાથી કર્મ બંધાય છે. તે બંધાતાં કર્મ જેનાથી રોકાય, તે **સંવર** કહેવાય છે. કર્મને રોકાવનાર સંવર કરવામાં ઘણી મહેનત છે, તે સાધુ કે તપસીજ કરી શકે છે. ભુખ, તરષ, ટાઢ, ગરમી, ડાંસ અને રોગ વિગેરે બાવીશ પ્રકારના પરીષહ એટલે દુઃખ [1]સહન કરવાથી સંવર થઇ શકે છે, તે સિવાય બીજા સંવરના સત્તાવન ભેદ પણ કહેલા છે.

વિઠ્ઠલ—બાપા ! શું તે સાધુજી તેવા પરિષહને સહન કરી સંવર કરતા હશે ?

બાપા—હા, મુનિઓ તેવું કરી શકે છે. તે જે મુનિને દુઃખી જોયા, તે પણ તેવાજ સમજવા.

વિઠ્ઠલ—બાપા ! ધન્ય છે, તેવા મુનિને. હવે હું તેમને હમેશાં વાંદવા જઇશ.

---

## સારબોધ.

વિઠ્ઠલદાસની જેમ દરેક છોકરાએ દેવગુરૂનાં દર્શન કરવાં, અને સંવરનો અર્થ સમજી સારી ભાવના ભાવવી.

---

૧ સમતાથી રાગ, દ્વેષ કર્યા સિવાય સહન કરવાથી.

## સારાંશ પ્રશ્નો.

૧ વિઠ્ઠલદાસ કેવો છોકરો હતો ?

૨ સંવર એટલે શું ?

૩ પરિષહમાં શું શું સહન કરવું જોઇએ ?

૪ સંવરના કેટલા ભેદ છે ?

---

## પાઠ ૩૪ મો.

## નિર્જરા.

ચંદુલાલ નામનો એક છોકરો દરરોજ દેરે દર્શન કરીને જમતો હતો. ગમે તેવું કારણ હોય; તોપણ તે પ્રભુનાં દર્શન કર્યાં વિના રહેતો નહીં. એક વખતે મોહનલાલ નામનો એક બીજો છોકરો, જે તેનો મીત્ર હતો, તેને ઘેર ચંદુલાલ આવ્યો. ચંદુલાલે કહ્યું, ભાઈ મોહનલાલ ! તારા બાપા ક્યાં છે ?

મોહનલાલ—મારા બાપા ઘરમાં છે. તારે શું કામ છે ?

ચંદુલાલ—મારે તેમને કાંઈ પુછવાનું છે.

મોહનલાલ—શું પુછવાનું છે ?

ચંદુલાલ—તારા બાપાને ધર્મનું જ્ઞાન સારૂં છે, તેથી મારે એક શંકા પુછવાની છે.

પછી મોહનલાલને ચંદુલાલ પોતાના બાપની પાસે ઘરમાં લઇ ગયો. મોહનલાલના બાપાનું નામ જિનદાસ હતું.

**ચંદુલાલ**—જિનદાસ કાકા ! કાંઈ પણ પાપ લાગે તો શું કરવું ?

**જિનદાસ**—તે કેવું પાપ છે ?

**ચંદુલાલ**—ભુલથી જુઠું બોલવાનું પાપ થયું હોય, તો શું કરવું ?

**જિનદાસ**—તેનું ગુરૂ પાસે પ્રાયશ્ચિત લેવું.

**ચંદુલાલ**—કાકા ! પ્રાયશ્ચિત લેવાથી પાપ ચાલ્યું જશે ?

**જિનદાસ**—હા, પ્રાયશ્ચિત એ તપ કહેવાય છે.

**ચંદુલાલ**—તે કેવી રીતે તપ કહેવાય ? તે સમજાવો.

**જિનદાસ**—નિર્જરા નામે એક તત્વ છે. નિર્જરા તપ કરવાથી થાય છે. તપ બાર પ્રકારનાં છે. છ બાહ્ય એટલે [1]શારીરિક અને છ આભ્યંતર એટલે [2]માનસીક. ૧ ઉપવાસ, ૨ ઓછો આહાર ૩ ટુંકામાં નિર્વાહ, ૪ [3]આંબીલનીવી, ૫ [4]કાયક્લેશ, અને ૬ [5]અંગ સંકોચવું એ છ બહારનાં તપ છે. અને ૧ પ્રાયશ્ચિત, ૨ વિનય, ૩ વૈયાવચ્ચ, ૪ ભણવું ભણાવવું. ૫ ધ્યાન અને ૬ કાયા વિગેરે પર વસ્તુનો ત્યાગ—એ છ અંદરનાં તપ કહેવાય છે. એ બારે પ્રકારનાં તપથી નિર્જરા થાય છે.

**ચંદુલાલ**—કાકા ! તમે એ બહુ સારી રીતે સમજાવ્યું, તેને માટે હું આપનો આભાર માનું છું.

---

૧ શરીર જેનાથી તપે. ૨ મન જેનાથી તપે. ૩ દુધ, દહીં, ગોળ વિગેરેનો ત્યાગ. ૪ કાયાને ધર્મને અર્થે દુઃખ દેવું. ૫ વગરકારણે રખડવું નહિ.

પછી ચંદુલાલ ગુરૂ પાસે પ્રાયશ્ચિત લઇ શુદ્ધ થયો.

---

## સારબોધ.

હરેક છોકરે ચંદુલાલની પેઠે ઠેરે જવું, અને પાપ લાગવાથી આલોયણા લઇ કરેલાં કર્મની નિર્જરા કરવા તત્પર થવું.

## સારાંશ પ્રશ્નો.

૧ ચંદુલાલ કેવો છોકરો હતો ? તે કહો.

૨ નિર્જરા એટલે શું ?

૩ તપના બધા મળીને કેટલા પ્રકાર છે ?

૪ અંદરનાં અને બાહેરનાં તપ ગણાવો.

---

## પાઠ ૩૫ મો.

## બંધ.

એક વખતે કેટલાએક શિષ્યો ગુરૂની આગળ આવી કહેવા લાગ્યા કે, ગુરૂ મહારાજ ! અમને બંધનો અર્થ સમજાવશો ?

ગુરૂ—શિષ્યો ! તમે ધ્યાન દઇને સાંભળજો. કર્મનો જીવની સાથે જે સંબંધ થાય, તે બંધ કહેવાય છે. જેમ દુધ અને પાણી મળી જાય છે, તેમ કર્મનાં પુદ્દગળ જીવની સાથે મળી જાય, તે બંધ કહેવાય છે. જેમ કેદી બંદીખાને સ્વતંત્ર રહી

શકતો નથી, તેમ આત્મા કર્મના બંધથી સ્વતંત્ર રહી શકતે નથી. તે બંધના ચાર ભાગ પડે છે. કર્મનો સ્વભાવથી બંધ તે પહેલો પ્રકૃતિ બંધ કહેવાય છે. અમુક કાળ સુધી કર્મને બંધ, તે બીજો સ્થિતિ બંધ કહેવાય છે. કર્મનો ઓછો વધતે ૧અનુભવ થાય તે ત્રીજો અનુભાગ બંધ કહેવાય છે, અને કર્મન પુદ્ગળ ઓછાં વધતાં હોય, તે ચોથો પ્રદેશ બંધ કહેવાય છે તેના ઉપર તમને એક દાખલો સમજાવું, તે સાંભળો. આખ બુંદીના લાડવાનો એક ઘાણવો નાખ્યો, અને તે લાડવા બાંધ્ય હોય, તેમાં કેટલાક લાડવા પીત્ત કરતા અને કેટલાક વાત કરત થાય છે, તે પ્રકૃતિ ( સ્વભાવ ) કેટલાક લાડવા તરત ખવા છે, કેટલાક અમુક દિવસ પછી ખવાય છે, તે સ્થિતિ ( કાળ કેટલાક લાડવામાં ગળપણ, ઘી વિગેરે વિશેષ હોય, કેટલાકમ ઓછું હોય તે રસ ( અનુભાગ. ) કેટલાક લાડવામાં બુંદી વધા હોય, કેટલાકમાં ઓછી હોય, તે પ્રદેશ બંધ કહેવાય, તેમ કર્મના બંધમાં સમજવું. ગુરૂનાં આ વચનો સાંભળી શિષ્યે ખુશી થઈ ગયા, અને તે વિષેનો વિચાર કરી હમેશાં તેનું મનન કરવા લાગ્યા.

---

## સારબોધ.

જેમ અહીં ગુરૂના કહેલા બંધતત્વના ખુલાસાથી, તેન

---

૧ રસનું ભોગવવું.

શિષ્યો બરાબર સમજીને તેનુંજ મનન કરવા લાગ્યા, તેમ દરેક શ્રાવકના પુત્રે બંધતત્વની સમજુતી મેળવી તેવું મનન કરવું.

---

## સારાંશ પ્રશ્નો.

૧ બંધ કોને કહેવાય ? તે દાખલો આપી સમજાવો.

૨ બંધને લઇને જીવ કોની માફક સ્વતંત્ર રહી શકતો નથી ?

૩ બંધના કેટલા પ્રકાર છે? તેની સમજુતી સાથે નામ આપો.

૪ બંધમાં દાખલો શું છે ?

---

## પાઠ ૩૬ મો.

## મોક્ષ.

હીરજી નામનો એક છોકરો પોતાના ન્યાયચંદ નામના મિત્રને ઘેર મળવા ગયો. ન્યાયચંદે હીરજીને જોઇને પુછયું, વ્હાલાભાઇ ! આજે ક્યાંથી આવો છો ?

હીરજી—ભાઈ ન્યાયચંદ ! હું ઉપાશ્રયે ગયો હતો. ત્યાં મોક્ષ તત્વને માટે મુનિ મહારાજાએ મને સારી રીતે સમજાવ્યું, તે તને કહેવાને માટે હું આવ્યો છું.

ન્યાયચંદ—ભાઈ ! તે તું બરાબર સમજ્યો છું ?

હીરજી—હા, મારી બુદ્ધિ પ્રમાણે તો બરાબર સમજ્યો છું ?

ન્યાયચંદ—ત્યારે જે હું પુછું, તે બધું બરાબર સમજાવીશ ?

હીરજી—હા, ભાઈ ! જે તારે પુછવું હોય તે ખુશીથી પુછ.

ન્યાયચંદ—મોક્ષ એટલે શું ?

હીરજી—આ દુનિઆમાં સારાં નરસાં કર્મમાંથી છુટી જીવ પોતાના શુદ્ધ સ્વરૂપને પામી કર્મથી છુટો થાય, તે મોક્ષ કહેવાય છે.

ન્યાયચંદ—મોક્ષનું સ્વરૂપ સમજવાને કોઈ રીત છે કે નહિ ?

હીરજી—હા, તેનાં નવદ્વાર કહેવાય છે, તે નવદ્વારથી મોક્ષનું સ્વરૂપ સમજાય છે.

ન્યાયચંદ—તે દ્વાર કેવી રીતનાં છે તે કહે ?

હીરજી—જેમાં છતાં પદની પ્રરૂપણા હોય, એટલે મોક્ષ એ એક પદ છે, અને વાચક છે જે એક પદ વાચક હોય, તેનો વાચ્ય અવશ્ય હોવો જોઈએ એમ સાબીત કરવો, તે સત્ય પ્રરૂપણા નામે પેહેલું દ્વાર છે ? મોક્ષના જીવ કેટલા છે ? તેનો વિચાર કરવો તે બીજું દ્રવ્ય પ્રમાણ દ્વાર છે. મોક્ષના જીવને રહેવાનું ક્ષેત્ર કેટલું છે ? તેનો વિચાર કરવો, તે ત્રીજું ક્ષેત્ર દ્વાર છે. મોક્ષના જીવ કેટલા આકાશના ભાગને ફરશે ? એવો વિચાર કરવો, તે ચોથું સ્પર્શના દ્વાર છે. મોક્ષના જીવનો કાળ આદિ અને અનંત છે, અને અનેક સિદ્ધ આસરી અનાદી અનંત છે, એક સિદ્ધ આસરી, એવા વિચારને પાંચમું કાળ દ્વાર કહે છે. મોક્ષના જીવોની વચ્ચે અંતર નથી, એમ વિચારવું,

તે છઠ્ઠું અંતર્દ્વાર છે. મોક્ષના જીવ સંસારી જીવને અનંતમે ભાગે છે, એવો વિચાર તે સાતમું ભાગદ્વાર છે. મોક્ષના જીવની અંદર [1]ક્ષાયિક ભાવ છે, બીજા ભાવ નથી, એમ વિચારવું, તે આઠમું ભાવદ્વાર છે. મોક્ષના જીવો પંદર પ્રકારના છે, તેમાં ક્યામાં થોરા અને ક્યામાં ઘણા છે, એમ વિચારવું, તે અલ્પ બહુત્વ નામે નવમું દ્વાર છે. આ પ્રમાણે નવદ્વારથી મોક્ષનું સ્વરૂપ સમજાય છે. ભાઈ ન્યાયચંદ ! આ બધાનો વિચાર કરીશ, એટલે તને મોક્ષનું સ્વરૂપ બરાબર સમજાશે, અને આમાં જે વિશેષ સમજવાનું છે, તે પાછળથી સમજાવીશ.

ન્યાયચંદ—ભાઈ હીરજી ! હવે હું સારી રીતે સમજી ગયો. મને મેહેનત લઈ સમજાવ્યો તેને માટે તમારો ઉપકાર માનું છું. પછી ન્યાયચંદ ખુશી થતો પોતાને ઘેર ચાલ્યો ગયો.

---

## સારબોધ.

દરેક શ્રાવકના છોકરાએ મોક્ષનું સ્વરૂપ સમજવાને માટે ન્યાયચંદની જેમ હોંશ રાખવી, અને સમજાવનારનો આભાર માની પોતાના કામમાં તત્પર રહેવું.

---

૧ કર્મો ક્ષય થવાથી.

## સારાંશ પ્રશ્નો.

૧ હીરજી અને ન્યાયચંદ કેવા મિત્ર હતા? અને ન્યાયચંદ હીરજીને ઘેર શામાટે ગયો હતો?

૨ મોક્ષ એટલે શું?

૩ મોક્ષ સમજવાના ઉપાય શું છે?

૪ મોક્ષ સમજવના ઉપાયનાં નામ આપો.

૫ ભાવદ્વાર, અંતર્દ્વાર, સત્પદપ્રરૂપણાદ્વાર અને સ્પર્શનાદ્વાર વિષે સમજાવો.

૬ મોક્ષના જીવ કેટલા છે? મોક્ષના જીવનો કાળ કેવી રીતે છે? અને મોક્ષના જીવ સંસારી જીવને અનંતમે ભાગે છે, એવો વિચાર કયા કયા દ્વારમાં થાય છે, તેના નામ આપો.

॥ સમાપ્ત. ॥

## જૈન ધર્મ પહેલી ચોપડી.

### ( જૈન ધર્મ વાંચનમાળાનું પહેલું પુસ્તક છપાઈ બહાર પડ્યું છે. )

જૈન ધર્મનું જ્ઞાન બાળકોને સરળતાથી મળે, એ હેતુથી " જૈન ધર્મ વાંચનમાળા " પ્રસિદ્ધ કરવાનો ઠરાવ કર્યો છે. નવકાર મંત્રથી આરંભી બીજા ધર્મ તત્વના વિષયો બાળકોની શક્તિ અનુસાર અને તેમનાથી સમજાય એવી ભાષામાં વર્ણવ્યા છે. વિષયોના પાઠરૂપે ભાગ પાડ્યા છે. આ પ્રથમના પુસ્તકમાં પ્રતિક્રમણ, પુજાવિધિ, જીવવિચાર, આચારોપદેશ, ચારિત્ર, વિગેરે વિષયો સરલ અને વિસ્તારપૂર્વક વ્યાખ્યા કરી વર્ણવ્યા છે. દરેક પાઠને અંતે સારશ પ્રશ્નો આપવામાં આવ્યા છે, જે શિક્ષક અને શિષ્ય બંનેને ઉપયોગી છે. આ પુસ્તક તૈયાર કરવામાં મુનિ મહારાજ શ્રી ૧૦૦૮ શ્રી ચારિત્રવિજયજીએ ઘણી અમૂલ્ય સહાય આપેલી છે. પુસ્તક ડેમી ૮ પેજી ૧૫૦ પૃષ્ટનું છે. બાઈડીંગ પાકું અને સુશોભિત કરાવ્યું છે. છતાં આપણા સર્વ જૈન સાધર્મિ ભાઈઓને ધર્મજ્ઞાનનો લાભ લેવા બની શકે, તે માટે કિમ્મત માત્ર ૭ આના રાખવામાં આવી છે. નીચેને શીરનામે પત્ર લખવાથી મળી શકશે.

---

## શ્રાવિકા ભૂષણ.

### શ્રાવક સંસારના ઉત્તમ ચરિત્રરૂપ બોધક નોવેલ.

ઉપરના નામનું પુસ્તક અમારા તરફથી છપાઈ પ્રસિદ્ધ થયું છે. આ ગ્રંથમાંનો ચારિત્રનો વિષય ઘણો રસિક, બોધક અને મનોહર છે. વળી નીતિ અને ઉચ્ચ સદ્ગુણના વર્ણનથી ભરપૂર છે. કથાનો પ્રસંગ અતિ અદ્ભૂત ને રસિક હોવાથી વાંચનારને બહુજ પ્રિય થઈ પડે તેવો છે; ઉપરાંત સ્થળે સ્થળે કથાના પ્રસંગમાં શ્રાવક ધર્મનું રહસ્ય ઉત્તમ રીતે દર્શાવ્યું છે. ભાષા પણ સરસ છે. શ્રાવિકાઓને ખાસ વાંચવા યોગ્ય પુસ્તક છે. પુસ્તક વાંચવાથીજ

તેની રસિકતા અને ઉત્તમતાની ખાત્રી થશે. પુસ્તકનું કદ રોયલ બાર પેજી ફા. ૩૪ પૃષ્ટ ૪૦૮નું છે. તેનું બાઇડીંગ કાપડનું પાકું અને છાપવાળું ઘણું સુંદર કરાવ્યું છે. છતાં સર્વેને લાભ લેવા બની શકે તે માટે તેની કિમ્મત ફકત ૧૨ આના જેટલી જુજ રાખવામાં આવી છે. પોસ્ટેજ જુદું પડશે. પુસ્તક વી. પી. થી મોકલીશું. નીચેને શીરનામે લખો.

---

# શ્રીચંદ્ર કુમાર

## યાને

# આનંદ મંદીર.

### શ્રાવક ધર્મનું રહસ્ય દર્શાવનાર ઉત્તમ નોવેલ.

ઉપરના નામનું નોવેલ અમારા તરફથી છપાઇ પ્રસિદ્ધ થએલું છે. આ ગ્રંથની વસ્તુ સંકળનામાં " શ્રીચંદ્ર કુમાર " ના ચરિત્રનો વિષય છે, જે અતિ મનોહર અને બોધક છે, એટલુંજ નહિ, પણ તે વિષય એટલો તો રસિક છે કે, તે વાંચવામાં ઘણો આનંદ થાય છે. સિવાય શ્રી જૈન ધર્મ તત્વનો બોધ થાય, એવી યોજના આ ગ્રંથમાં પ્રત્યેક સ્થળે કરેલી છે; જેથી વાચક વર્ગને આનંદની સાથે ધર્મ જ્ઞાનનો અમૂલ્ય લાભ પ્રાપ્ત થઇ શકે તેવું છે. આ ગ્રંથ રોયલ ૮ પેજી ૪૫૦ પૃષ્ટનો સુંદર કાગળમાં અને સુંદર અક્ષરોથી છપાઇ પ્રસિદ્ધ થયો છે, અને બાઇડીંગ સુશોભિત કરાવ્યું છે. વાંચનારને સુગમતાથી લાભ લેવા બની શકે, માટે તેની કિંમત માત્ર રૂા. ૧) રાખી છે. નીચેને શીરનામે લખો. પુસ્તક વી. પી. થી મોકલશું. પોસ્ટેજ જુદું પડશે.

**શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગ—પાલીતાણા.**